હાથ પરની રોકડ **બદામ** તદ્દન ઓછી કિંમતનું ચલણી નાણું **મિલકમાં ફૂટી બદામ ન હોવી** મિલકતમાં કશુંય ન હોવું **આંખ ઊઘડવી** ભાન થવું **ભીખનાં હાંડલાં ફેરવવાં** ખૂબ ગરીબ હોવું **કાળા અક્ષર કુહાડે મારવા** બિલકુલ અભણ હોવું

## સ્વાધ્યાય

૧. પાપકના મનમાં શી મૂંઝવણ હતી ?

૨. ભગવાન બુદ્ધે પાપકને કેવું નામ શોધી લાવવા કહ્યું ?

૩. સારું નામ શોધવાની પાપકની મહેનતનું શું પરિણામ આવ્યું ?

૪. પાપકનો નામનો મોહ કેવી રીતે છૂટ્યો ?

૫. ક. નીચેનાં વાક્યો કોણ બોલે છે, ક્યારે બોલે છે, ને કોને કહે છે તે દર્શાવો :

૧. પાપ કર્યા વિના પાપ કરતો હોઉં એવું જાણે મને લાગ્યા કરે છે.

૨. અરે ભાઈ ! નામમાં શું છે ? નામ તો માત્ર એકને બીજાથી જુદા પ.ડવા માટેની નિશાની છે.

૩. નામ તો ભલે ને, ગમે તે હોય, મહિમા તો કામનો છે.

૪. કેવળ નામના અક્ષર ફેરવ્યે શું થવાનું છે ?

૫. પણ જો કોઇ એવું નામ મળે, જેમાં નામ અને ગુણ બંનેનો મેળ હોય તો વળી વધારે સારું.

ખ. નીચે 'અ' વિભાગમાં પાત્રોનાં નામ અને 'આ' વિભાગમાં એમને લાગુ પડતાં વાક્યો આપ્યાં છે. જે-તે પાત્રની સાથે એને લાગુ પડતું વાક્ય જોડો :

| અ | આ |
|---|---|
| જીવક | ટાંટિયા ઘસડતો હતો. |
| રથપાલ | કાળા અક્ષર કુહાડે માર્યા હોય. |
| ધનપાલ | એને જીવ છોડી જવું પડ્યું. |
| વિદ્યાપતિ | ભીખનાં હાંડલાં ફેરવતો હતો. |

૬. ક. નીચેના રૂઢિપ્રયોગોનો તમારાં વાક્યોમાં પ્રયોગ કરો :

ખાઈપીને પાછળ પડવું, લહે લાગવી, ફૂટી બદામ ન હોવી, આંખ ઊઘડવી, કાળા અક્ષર કુહાડે મારવા

ખ. ઉદાહરણ પ્રમાણે શબ્દો બનાવો :

| | | | |
|---|---|---|---|
| પગ | પગરખું | રથ | રથપાલ |
| અંગ | | દ્વાર | |

ગ. નીચેના શબ્દો જોડણી બરાબર ધ્યાન રાખી ફરી લખો :

ભિખ્ખુ, મહિમા, હિંમત, દિવસ, નિશાની, ઊઘડવું, સિદ્ધિ

**આટલું કરો :**

આ વાર્તા તમારા શબ્દોમાં વર્ગમાં કહો.

## ૯. મોતીભાઈ અમીન

ઈ. સ. ૧૯૭૩નું વર્ષ 'મોતીભાઈ અમીન જન્મશતાબ્દી વર્ષ' તરીકે ગુજરાતમાં ઊજવાયું હતું. પુસ્તકાલય-પ્રવૃત્તિનો પ્રારંભ કરનાર અને વિકસાવનાર મોતીભાઈ અમીનનો આ પાઠમાં સુંદર પરિચય કરાવવામાં આવ્યો છે. એમના સાદાઈ, દેશ-પ્રેમ, સેવાપરાયણતાના ગુણોનો આ પાઠમાંથી ખ્યાલ આવે છે.



એકવાર ગામડાગામનો એક વિદ્યાર્થી મુંબઈ ગયો હતો. ત્યાં આફૂસ કેરી સારી મળે. વિદ્યાર્થીને થયું : 'ચાલ ને, અહીં સુધી આવ્યો છું તો થોડીક કેરીઓ ઘર સારુ લેતો જાઉં.' એ ગયો બજારમાં. સો કેરી ખરીદી. કેરીવાળાએ કરંડિયામાં એ ભરી અને બરાબર પૅક કરી આપી. ઉતારે જઈને પેલા વિદ્યાર્થીએ કરંડિયો ખોલ્યો ને કેરીઓ ગણી જોઈ : બરાબર એકસો ને ઉપર ત્રીસ !

પેલા વિદ્યાર્થીને થયું : 'જરૂર વેપારીની બિચારાની ભૂલ થઈ છે. વધારાની કેરીઓ એને પાછી આપવી જોઈએ.'

એ તો કરંડિયો લઈને ઊપડ્યો બજારમાં, એની જોડેના વિદ્યાર્થીઓએ ઘણુંય કહ્યું : "ભાઈ, બજાર તો ઘણું દૂર છે. વેપારીએ ભૂલ કરી છે, તો એ એણે ભોગવવી રહી."

પણ પેલો વિદ્યાર્થી માને ? એ પહોંચ્યો પેલા વેપારીની પાસે. જઈને બધી વાત કરી. વેપારીને મજા પડી : અરે, આ છોકરો કેવો ?

વેપારી કહે : "ભાઈ, ભૂલ અમારીયે નથી ને તમારીયે નથી. અહીંનો રિવાજ છે કે તમો સો કેરી લો તો તમને મળે એકસો ને ત્રીસ."

પેલો વિદ્યાર્થી ભોંઠો પડી ગયો, પણ એનામાં આ જે પ્રામાણિકતા હતી અને ચીવટ હતી તેને કારણે એ બહુ મોટો માણસ થઈ શક્યો.

તમે કહી શકશો એ કોણ ?

વસો એમનું ગામ. ખાનદાન અમીન કુટુંબના એ નબીરા. અઢારસો તોંતેરના નવેમ્બર મહિનાની ઓગણત્રીસ તારીખે એમનો જન્મ એમના મોસાળ અલિન્દ્રા ગામમાં થયો હતો. એમનું નામ મોતીભાઈ. એમના પિતા નરસિંહભાઈ અમીન વહીવટદારની કચેરીમાં કારકુન તરીકે નોકરી કરતા હતા. ત્યારે પગાર તો ઝાઝો નહિ, પણ ટૂંકા પગારવાળો એ કારકુન 'રોટલાના રાજા' તરીકે જાણીતો હતો. કચેરીના કામે આવેલા સહુ કોઈને નરસિંહભાઈના ઘેર રોટલો-પાણી મળતાં. મોતીભાઈના મોસાળના સંસ્કાર પણ એવા જ ઉત્તમ. એમના મામાને બે દીકરા હતા, પરંતુ પોતાની મિલકતના ત્રણ સરખા ભાગ કરીને ત્રીજો ભાગ ધર્માદાનો રાખ્યો હતો. મોતીભાઈ નવેક વરસના થયા ત્યારે એમણે પિતાનું છત્ર ગુમાવ્યું હતું. એટલે એમના કાકા હરિભાઈ એમની દેખરેખ રાખતા. હરિભાઈનો સ્વભાવ પણ એવો કે એ સૌ કોઈનું કામ કરી છૂટતા. આમ, ધાર્મિક વૃત્તિવાળા ને સેવાવૃત્તિવાળા કુટુંબમાં મોતીભાઈનો ઉછેર થયો હતો.

મોતીભાઈએ એમનું આખુંય જીવન સેવામાં જ ગાળ્યું. સેવા કરવાના પ્રસંગો પણ એમને જડી આવતા. આજે આપણે બધાં જે જમાનામાં જીવીએ છીએ તેના કરતાં મોતીભાઈનો જમાનો ઘણો જુદો હતો. આજે સ્ત્રીઓ ભણેગણે છે, બહાર હરેફરે પણ છે. એમના જમાનામાં એ સહેલું નહોતું.

એ વખતમાં સ્ત્રીઓ પગરખાં પણ પહેરી શકતી નહિ ! ચરોતરના પાટીદારોમાં આવો રિવાજ હતો. સ્ત્રીઓને કોઈ સામાજિક પ્રસંગે બહાર નીકળવાનું થતું (જોકે આવા પ્રસંગો બહુ ઓછા આવતા.) ત્યારે ધોમધખતી બપોરવેળાએ ઉઘાડે પગે એ સ્ત્રીઓ શી રીતે ચાલતી હશે ? મોતીભાઈનું ધ્યાન ગયું. એમણે 'પગરખાંની પરબ' માંડી. થોડા વિદ્યાર્થીઓની મદદ એમણે લીધી. પોતાનાં કાર્યક્ષેત્ર આણંદ અને વસો. ત્યાં ખરા બપોરે ગાડીઓ પહોંચે. સ્ટેશનેથી ગામમાં જતાં સ્ત્રીઓ પગે બળે નહિ એ સારુ મોતીભાઈએ પગરખાંની પરબ માંડી. આ સ્ટેશનો પર ગાડીના વખતે વિદ્યાર્થી-કાયકરો પગરખાંની થેલી લઈ ઊભા રહેતા. જે કોઈ સ્ત્રીની પાસે પગરખાં ન હોય (અને મોટે ભાગે તો હોય જ નહિ !) તેને પગરખાં આપતા. પગરખાં પહેરી સ્ત્રીઓ ગામ ભણી જાય. વિદ્યાર્થી-કાર્યકરો એમની સાથે-સાથે જાય. ઘેર પહોંચીને પેલી સ્ત્રીઓ પગરખાં કાયકરોને પરત આપી દેતી. પાછા પેલા વિદ્યાર્થીઓ સ્ટેશને પહોંચી જાય અને બીજી સ્ત્રીઓને મદદ કરે.

મોતીભાઈ આવા સેવાપરાયણ. એમને એમ સમજાયું હતું કે સેવા કરવી હોય તો શિક્ષક થવું જોઈએ. એટલે એમણે શિક્ષક થવાનો મક્કમ નિર્ધાર કરી લીધો હતો. બીજી નોકરી મળી, પણ એ નોકરીનો એમણે અસ્વીકાર જ કર્યો. શિક્ષક થઈને સેવા કરવી અને વિદ્યાર્થીઓમાં સેવાની ભાવના રેડવી એ એમને પોતાનું મહત્ત્વનું કામ લાગ્યું. બીજું મહત્ત્વનું કામ તે વિદ્યાર્થીઓમાં અને સમાજમાં જ્ઞાનનાં અજવાળાં પાથરવાં એ હતું. આવાં મહત્ત્વનાં કામો કરવાને વાસ્તે દેશપ્રીતિનો ગુણ યોગ્ય રીતે ખીલવવો જોઈએ. મોતીભાઈમાં આ ગુણ સહજ જ વિકસ્યો હતો. એ સમયે દેશી કારીગરના ઉત્તેજન વિશે ઘણી ચર્ચા થતી. એને પરિણામે કેટલાક વિદ્યાર્થીઓ 'સ્વદેશીનું વ્રત' લેતા. મોતીભાઈએ પણ એ વ્રત લીધું હતું ને જીવનભર એ વ્રત એમણે પાળ્યું હતું. નોકરીમાંથી નિવૃત્ત થયા પછી તો માત્ર વસોમાં વણાયેલા કાપડનો જ ઉપયોગ કરતા.

મોતીભાઈનું સૌથી વધારે મહત્ત્વનું કામ તે એમણે પુસ્તકાલય પ્રવૃત્તિને જે રીતે વિકસાવી તે છે. એ પ્રવૃત્તિના એ આદ્યપુરુષ ગણાય છે.

મોતીભાઈ ઓછાબોલા હતા. એમનો દેખાવ ગામડિયા જેવો, પણ એમની નિકટ કશું અયોગ્ય ટકી શકતું નહિ.

શ્રીમંત સયાજીરાવે વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ એમને સોંપી એ પહેલાં પણ મોતીભાઈ તો પુસ્તકાલયોના પ્રચારની નાનીમોટી પ્રવૃત્તિઓ કર્યા જ કરતા હતા. એમની આપસૂઝથી તથા સતત કામમાં મચ્યા રહેવાની આદતથી મોતીભાઈએ વડોદરા રાજ્યમાં પુસ્તકાલય-પ્રવૃત્તિનો જે વિકાસ કર્યો તે તો આજેય સહુને વિસ્મય પમાડે તેવો છે. શ્રીમંત સયાજીરાવ એમના કામથી એમના પર પ્રસન્ન રહેતા. કોઈ રાજવીની આવી પ્રસન્નતા મળી હોય ને મોતીભાઈની જગ્યાએ બીજા કોઈ હોય તો પોતે ન્યાલ થઈ જાય. મોતીભાઈએ એ પ્રસન્નતાનો પૂરો લાભ પુસ્તકાલય-પ્રવૃત્તિને આપ્યો./શ્રીમંત સયાજીરાવે એમને પુછાવ્યું કે અમારે તમને માનચાંદથી નવાજવા છે, તો તમારી શી ઇચ્છા છે? મોતીભાઈ મૂંઝાયા. પોતે જો ના કહે તો એનો જે લાભ પોતાના ઉપરી અમલદારને મળે તે ન મળે અને હા કહે તો પોતાને આવાં માનપાન ગમે છે એમ થાય. એમની હૈયાઉકલતે એમને રસ્તો કાઢી આપ્યો. એમણે રોકડ રકમની થેલી સ્વીકારવા તૈયારી બતાવી. કોઈને થયું હશે કે મોતીભાઈ લોભને વશ થયા! થેલી મળી કે તરત જ એમણે તો આખીય રકમ જાહેર કામ માટે આપી દીધી.

મોતીભાઈ ખરેખર મોતી હતા. એમણે પૈસાની તો ઠીક, પણ કીર્તિનીયે સ્પૃહા કરી નથી. ખરા અર્થમાં એ શિક્ષક રહ્યા. એમણે જ્ઞાનનો પ્રચાર કર્યો, એમણે સમાજની સેવા કરી; ને સમાજની સેવા કરવા અનેક તરુણોને અને યુવાનોને પ્રેર્યા. મોતીભાઈ ખરેખર સાધુ હતા— જનકરાજા જેવા. ભિક્ષુ અખંડાનંદે એમને 'સંસારી સંત' કહ્યા છે. આવા મોતીભાઈ અમીન ઓગણીસસો ઓગણચાળીસના ફેબ્રુઆરી મહિનાની પહેલી તારીખે અમદાવાદની વાડીલાલ સારાભાઈ હૉસ્પિટમાં કૅન્સરના ઓપરેશન પછી અવસાન પામ્યા. ગુજરાતે સાચો શિક્ષક, સમાજસેવક અને સંત ખોયો.

## ટિપ્પણ

**પૅક કરવું** બરાબર ગોઠવીને બાંધવું કે (પેટીમાં) બંધ કરવું **ભોંઠા પડવું** શરમાવા જેવું થવું **નબીરા** સંતાન **વહીવટદાર** આજે જે મામલતદાર તરીકે ઓળખાય છે તે પ્રકારના અમલદાર **છત્ર** રાજાઓ પર ધરવામાં આવતી મોટી

છત્રી ( અહીં ) આધાર, રક્ષણ **પરબ** તરસ્યાને પાણી મફત પાવા માટેની જગ્યા ( અહીં ) પગે ચાલતી સ્ત્રીઓને પગરખાં આપવાની વ્યવસ્થાની વાત છે. માટે ' પગરખાંની પરબ ' **સેવાપરાયણ** સેવા કરવાની ભાવનાવાળા **નિર્ધાર** નિર્ણય **દેશપ્રીતિ** દેશ માટેનો પ્રેમ **નિવૃત્ત થવું** અમુક ઉંમરે નોકરી ધંધામાંથી છૂટા થવું તે **સ્વદેશીનું વ્રત** પોતાના દેશમાં બનેલી ચીજવસ્તુઓ જ વાપરવી એવો નિયમ લેવો તે **આદ્યપુરુષ** પહેલ કરનાર માણસ **શ્રીમંત** પૈસાદાર ( અહીં ) રાજાઓનાં નામ આગળ આ શબ્દ મુકાતો તે અર્થમાં આ પાઠમાં વપરાયો છે. **ન્યાલ થઈ જવું** પૈસાદાર થઈ જવું, ( અહીં ) ધન્યતાની લાગણી અનુભવવી **માનચાંદથી નવાજવા** સન્માન કરવું **સ્પૃહા** ઇચ્છા **ભિક્ષુ અખંડાનંદ** ગુજરાતના એક જાણીતા સમાજસેવક. લોકોને સારું સાહિત્ય મળે એ માટે તેઓએ જીવનભર પ્રયત્ન કર્યો હતો. **સંસારી સંત** કુટુંબમાં રહેવા છતાં સાધુ જેવું જીવન ગાળનાર **ફોરમ** સુવાસ

## સ્વાધ્યાય

૧. વિદ્યાર્થી મોતીભાઈની પ્રામાણિકતાનો પ્રસંગ તમારા શબ્દોમાં ટૂંકમાં લખો.

૨. મોતીભાઈના વખતમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી હતી ? સ્ત્રીઓને થતા આ અન્યાય સામે મોતીભાઈએ શું કર્યું ?

૩. શ્રીમંત સયાજીરાવે મોતીભાઈનું સન્માન કરવાની ઇચ્છા પ્રગટ કરી ત્યારે મોતીભાઈએ મૂંઝવણ શા માટે અનુભવી ? એ મૂંઝવણનો મોતીભાઈએ શો માર્ગ કાઢ્યો ?

૪. ક. નીચેના દરેક વિધાન માટે કારણ દર્શાવો :

૧. મોતીભાઈના પિતા ' રોટલાના રાજા ' તરીકે જાણીતા હતા.
૨. મોતીભાઈએ પગરખાંની પરબ માંડી.
૩. મોતીભાઈએ શિક્ષક થવાનું પસંદ કર્યું.
૪. મોતીભાઈ પુસ્તકાલય-પ્રવૃત્તિના આદ્યપુરુષ ગણાય છે.
૫. મોતીભાઈએ વિદ્યાર્થીઅવસ્થાથી જ સ્વદેશીનું વ્રત લીધું હતું.

૫. ક. એમના પિતા નરસિંહભાઈ અમીન **વહીવટદાર**ની કચેરીમાં કારકુન તરીકે નોકરી કરતા હતા.

ઉપરના વાક્યમાં ઘાટા અક્ષરે છપાયેલો શબ્દ ' વહીવટદાર ' ' વહીવટ ' શબ્દને ' દાર ' લાગવાથી બન્યો છે. છેડે ' દાર ' લાગેલો હોય એવા બીજા પાંચ શબ્દો શોધો.

ખ. નીચેના શબ્દો, જોડણીની કાળજી રાખી, ફરી લખો :

પૌંક, કરંડિયો, વિદ્યાર્થી, પ્રામાણિકતા, સંસ્કાર, સામાજિક, કીર્તિ, સ્પૃહા

**આટલું કરો :**

મોતીભાઈ અમીન વિશે આ પાઠના આધારે દસ વાક્યો લખો.

## ૧૦. બે વાર્તાઓ

અહીં બે વાર્તાઓ રજૂ કરી છે. ભણેલા માણસો બુદ્ધિનો ઉપયોગ ઘણી વાર ખોટી રીતે કરે છે તે પહેલી વાર્તામાં બતાવાયું છે. બીજી વાર્તા રશિયાની એક લોકકથા છે. સારી બાબતનો પણ વધુપડતો શોખ પોતાને માટે અને બીજાને માટે પણ નુકસાનકારક છે એવું બીજી વાર્તામાં બતાવાયું છે.

### ૧. ઘાણીનો બળદ અને પંડિત

એક પંડિત ઘાંચીની દુકાને તેલ લેવા ગયો. ઘાંચી એને તેલ જોખી આપતો હતો, ત્યારે પણ ઘાણી તો ચાલુ હતી. ઘાણીના બળદની કોટમાં ઘૂઘરા બાંધ્યા હતા. બળદ ફરે તેમતેમ ઘૂઘરા રણકતા રહે.

પંડિતનું ધ્યાન ઘૂઘરાના રણકાર તરફ ગયું. એણે ઘાંચીને પૂછ્યું : "ઘાંચીભાઈ, ઘાંચીભાઈ, આ બળદની કોટમાં ઘૂઘરા ઘમકે છે એ સારું લાગે છે. પણ તમે એને ઘૂઘરા શા માટે બાંધ્યા છે ?"



બળદ તો ગોળગોળ ફર્યા જ કરતો હતો અને ઘૂઘરા ઘમક્યે જતા હતા. ઘાંચી કહે : "પંડિતજી, જુઓ ને, વાત એમ છે કે હું રહ્યો એકલો

માણસ. આ ઘાણી તો છે અંદર, ને આ દુકાન છે બહાર. તમ સરખા ઘરાક આવે ત્યારે મારે બહાર આવવું પડે ને? હું આવું બહાર ને ઘાણી તો એમ ને એમ ફર્યા કરે, ઘૂઘરા રણક્યા કરે, એટલે મને ખબર પડે કે બળદ એનું કામ કર્યે જાય છે. ઘૂઘરા વાગતા બંધ થાય કે મને તરત ખબર પડે કે બળદ ઊભો રહ્યો છે, એટલે અંદર જાઉં ને બળદને ટપારી આવું. પાછી ઘાણી ફરે."

પંડિતજી તો આ યુક્તિ પર વિચાર કરવા લાગ્યા. ઘાંચીએ તેલ જોખીને આપ્યું તે તેલનું વાસણ એમણે હાથમાં લીધું, પણ એમને શંકા પડી : 'આ બળદ ફરે છે ને ઘૂઘરા વાગે છે એ તો બરાબર, પણ ધારો કે બળદ ફરે જ નહિ ને ઊભોઊભો ડોક હલાવ્યા કરે તોય ઘૂઘરા તો વાગવાના જ.' એમણે ઘાંચીને આ વાત કહી.

ઘાંચી ઘડીવાર તો વિચારમાં પડી ગયો. પણ પછી તરત જ એના મનમાં વીજળી ઝબકે તેમ વિચાર ઝબૂક્યો. એ કહે : "પંડિતજી, તમારી વાત છે તો સાચી, પણ મારો બળદ તમારા જેવો પંડિત નથી, એટલે એ ઊભો રહીને ડોક હલાવશે જ નહિ!"

— તામિલનાડુની લોકવાર્તા

## ૨. વાર્તારસિયણ સ્ત્રી

એક સ્ત્રીને વાર્તા સાંભળવાનો બહુ શોખ. એણે વ્રત લીધું કે જે પુરુષ એને નિરંતર વાર્તા કહ્યા કરે તેને જ પરણવું. એવો વર ક્યાંથી મળે? આખરે એક પુરુષે બીડું ઝડપ્યું, એટલે ઘડિયાં લગ્ન લેવાયાં. પેલો પુરુષ તો ખાતાં-પીતાં, હરતાં-ફરતાં, બેસતાં-ઊઠતાં બસ વાર્તા જ કહ્યા કરે. કોઈ રાજાની તો કોઈ રાણીની, કોઈ રાજકુંવરની તો કોઈ રાજકુંવરીની, કોઈ હાથીની તો કોઈ શિયાળની, કોઈ માખીની તો કોઈ મચ્છરની.... વાર્તા જ વાર્તા! પેલી સ્ત્રી ઊંઘે એટલો વખત માફ.

એ પુરુષ પાસેય વાર્તાઓ ખૂટવા માંડી. એનું મોંયે દુખવા માંડ્યું. પેલા પુરુષના કોઈ મિત્ર કે સગુંવહાલું એને ત્યાં આવી શકતું નહિ, કેમકે સ્ત્રીની શરત એવી હતી કે જે મહેમાન એને ઘેર આવે તેણે પણ વાર્તા કહેવી પડે!

એવામાં શિયાળાની કડકડતી ઠંડીમાં રાતના એક મુસાફરે ઘરનું બારણું ખખડાવ્યું. પેલા પુરુષે બારણું ઉઘાડ્યું, એટલે મુસાફરે કહ્યું :

"મને અંદર આવવા દો. આ કડકડતી ઠંડીમાં આજની રાત મને આશરો આપો."

પેલો પુરુષ એને થરથરતો જોઈને પીગળ્યો. પણ તરત જ એને વહુની શરત યાદ આવી. એણે પૂછ્યું : "ભલા મુસાફર, તને વાર્તાઓ કેવીક આવડે છે?" એણે તો પોતાની વહુની શરતની વાત મુસાફરને કરી. મુસાફરે ઘડીકમાં વિચારી લીધું; પછી કહ્યું : "મને તો ખૂબ-ખૂબ અને સરસ-સરસ વાર્તાઓ આવડે છે. પણ શરત એટલી કે હું વાર્તા કહેતો હોઉં ત્યારે વચ્ચે મને ક્યાંય અટકાવવો નહિ."

"ભલે, તો આવો."

મુસાફરને પેલા પુરુષે અંદર લીધો, એને જમાડ્યો અને પછી વાર્તા કહેવાને કહ્યું. પુરુષે એની વહુને મુસાફરની શરત કહી સંભળાવી. વહુ તો કહે : "અરે, હું અટકાવું? જો હું એને અટકાવું તો જિંદગીભર હું ક્યારેય વાર્તા નહિ સાંભળું."

મુસાફરે જરા ગળું ખૂંખાર્યું. પેલી વાર્તારસિયણ એકકાન થઈ ગઈ. મુસાફરે વાર્તા શરૂ કરી :

"એક ઘુવડ ઊડીને કૂવાકાંઠે આવ્યું, આવીને એણે પાણી પીધું. એક ઘુવડ ઊડીને કૂવાકાંઠે આવ્યું, આવીને એણે પાણી પીધું. એક ઘુવડ ઊડીને કૂવાકાંઠે આવ્યું, આવીને એણે પાણી પીધું. એક ઘુવડ ...."

મુસાફરે તો આ વાત ઘૂંટવા માંડી. ફરીફરીને તેનું તે જ કહેવા માંડ્યું : "એક ઘુવડ ઊડીને કૂવાકાંઠે આવ્યું, આવીને એણે પાણી પીધું ...."

પેલી સ્ત્રીની તો ધીરજ ખૂટી ગઈ. એ બરાડી ઊઠી : "આ તે કઈ જાતની વાર્તા? એક ઘુવડ ઊડીને કૂવાકાંઠે આવ્યું, આવીને એણે પાણી પીધું .... આ તે કંઈ વાર્તા છે?"

પેલો મુસાફર કહે : "તમે વચ્ચે કેમ બોલ્યાં? મારી વાર્તામાં આ ભાગ મહત્ત્વનો હતો, અને વાર્તાનું વાતાવરણ જમાવવા માટે એ ખૂબ જરૂરનો હતો. હવે હું આ વાર્તા નહિ કહું. એ ઘુવડનું શું થયું એની તમને ક્યારેય ખબર નહિ પડે."

પેલા પુરુષે તો એની વહુને સખત ઠપકો આપ્યો, અને આપેલા વચન પ્રમાણે હવે એણે ક્યારેય વાર્તા નહિ સાંભળવી જોઈએ એમ કહ્યું. પુરુષને

તો હંમેશ માટે નિરાંત થઈ ગઈ.

—એક રશિયન લોકવાર્તા પરથી

## ટિપ્પણ

**કોટ** ડોક **ટપારવું** ચાલવા માટે સતેજ કરવું **નિરંતર** હંમેશા **બીડું ઝડપવું** અઘરું કામ સ્વીકારવું **ઘડિયાં લગ્ન** તરત ગોઠવાયેલાં લગ્ન **એકકાન થવું** ધ્યાનથી સાંભળવું

## સ્વાધ્યાય

૧. ઘાંચીએ બળદની કોટે ઘૂઘરા શા માટે બાંધ્યા હતા ?

૨. ઘાંચીની યુક્તિ અંગે પંડિતને શી શંકા થઈ?

૩. પંડિતની શંકાનો ઘાંચીએ શો ખુલાસો કર્યો ?

૪. મુસાફરે વાર્તાઘેલી સ્ત્રીની ખો કેવી રીતે ભુલાવી ?

૫. નીચેના દરેક વિધાન માટે કારણ આપો :
   1. વાર્તા કહેતાં રહેવાનું બીડું ઝડપી સ્ત્રીને પરણનાર પુરુષ પણ આખરે થાકી ગયો.
   2. પુરુષે મહેમાનને પોતાને ત્યાં રોકાવા માટે રજા આપી.
   3. મહેમાનની વાર્તા સાંભળતાં સ્ત્રીની ધીરજ ખૂટી.
   4. મહેમાનની યુક્તિને કારણે સ્ત્રીના પતિને કાયમી નિરાંત થઈ ગઈ.

૬. ક. આ પાઠમાંથી નીચે જણાવ્યા પ્રમાણેના શબ્દો શોધો :
   1. એકનો એક શબ્દ બે વાર વપરાઈને એક શબ્દ બન્યો હોય તેવા શબ્દો : દા. ત., ગોળગોળ
   2. મળતા આવતા અર્થના, જુદાજુદા બે શબ્દો સાથે મળીને એક શબ્દ બન્યો હોય તેવા શબ્દો : દા. ત., ખાતાંપીતાં

ખ. એ પુરુષ **પાસેય** વાર્તાઓ ખૂટવા માંડી.
એ પુરુષ **પાસે પણ** વાર્તાઓ ખૂટવા માંડી.
ઉપર દર્શાવ્યા પ્રમાણે નીચેના વાક્યોમાં યોગ્ય રીતે ‘પણ’ મૂકી વાક્યો ફરી લખો :
   1. એનું **મોંય** દુખવા માંડ્યું.
   2. **એય** પત્નીના વાર્તા સાંભળવાના શોખથી કંટાળી ગયો.
   3. પેલી **સ્ત્રીનીય** ધીરજ ખૂટી ગઈ.
   4. **તમેય** મને વાર્તા કહો.
   5. **મહેમાનેય** વાર્તા કહેવાનું બીડું ઝડપ્યું.

ગ. નીચેના શબ્દો જોડણીનું ધ્યાન રાખી ફરી લખો :

પંડિત, ઘુઘરા, યુક્તિ, નિરંતર, જિંદગી

**આટલું કરો :**

આ પાઠમાં રશિયાની જે લોકકથા રજૂ થઈ છે તેને ખૂબ જ મળતી આવતી આપણી પણ એક વાર્તા છે. એમાં બુલકની જગ્યાએ પંખી શબ્દનો પ્રયોગ થયો છે અને 'એક પંખી ઊડ્યું ફરરર......બીજું પંખી ઊડ્યું ફરરર......' એમ આવ્યા કરે છે. તમે આ વાર્તા જાણો અને તમારા શબ્દોમાં રજૂ કરો.



# ૧૧. ખિસકોલી

**ઉમાશંકર જોશી**

શ્રી ઉમાશંકર જોશી [ જન્મ ઈ. સ. ૧૯૧૧ ] ઈડર પાસે આવેલા બામણા ગામના વતની છે અને વરસોથી અમદાવાદમાં રહે છે. કેળવણીના ક્ષેત્રમાં પણ એમની મોટી સેવા છે. આપણી ભાષાના એક ઉત્તમ કવિ છે.

રાવણ સીતાને હરી ગયો છે. સીતાને છોડાવવા રામ લંકા પર ચડી આવ્યા છે, સાથે વાનરો ને રીંછનું સૈન્ય છે. લંકામાં જવા માટે આડો દરિયો છે. આ દરિયા પર પુલ બાંધવા વાનરો ને રીંછો કામે લાગ્યાં છે. એવે વખતે એક ખિસકોલી રામને મદદ કરવા રેતીમાં શરીર રગદોળી પછી શરીર પરની રજ દરિયામાં ઠાલવે છે. ખિસકોલીનું આ કામ જોઈ વાનરો ને રીંછો તો તેના પર હસે છે. પણ રામ એની ભાવના જોઈ ગદ્‌ગદિત થઈ જાય છે. પોતે હવે સીતાને અવશ્ય છોડાવી શકશે એવી શ્રદ્ધા એમના હૃદયમાં જન્મે છે.

કોઈની શક્તિ ઓછી હોય પણ એની ભાવના સાચી ને મોટી હોય તો એનું નાનકડું કામ પણ ઉપયોગી છે એ આ કાવ્ય આપણને કહી જાય છે.

---



રામ બાંધે સાગરને સેતુ ખિસકોલી,
જાણે લંકાનો કો પ્રલયકેતુ ખિસકોલી.

કપિ પર્વત ઉપાડી લાવે કાંધે ખિસકોલી,
કપિ સેતુ દિવસ-રાત બાંધે ખિસકોલી.

એક નાની-શી આમતેમ કૂદે ખિસકોલી,
કાંઠો સિંધુનો આખો દી ખૂંદે ખિસકોલી.

જરા વેળુમાં જઈ એ આળોટી ખિસકોલી,
જઈ ખંખેરી સેતુએ રજોટી ખિસકોલી.

સહુ વાનર ને રીંછ હસે જોઈ ખિસકોલી,
ઘણો દરિયો પૂરવાની વા'લામોઈ ખિસકોલી.

જોઈ ગમ્મત ત્યાં રામ આવી જુએ ખિસકોલી,
આંખે હરખનું આંસુ એક લુએ ખિસકોલી.

મારો સૌથી નાનેરા સૈનિક તું ખિસકોલી,
હવે પામીશ સીતાને ખચીત હું ખિસકોલી.

એમ કહીને પસવારી હાથ પીઠે ખિસકોલી,
પામી પટ્ટા તે દા'ડાથી પીઠે ખિસકોલી.

## ટિપ્પણ

**સેતુ** પુલ **પ્રલયકેતુ** પ્રલય એટલે વિનાશ અને કેતુ એટલે ધૂમકેતુ નામનો પૂંછડિયા તારા તરીકે ઓળખાતો ગ્રહ. અહીં રામ જાણે લંકાનો વિનાશ કરવા ધૂમકેતુ જેવા ગ્રહની જેમ આવી પહોંચ્યા છે, એવું કવિ કહે છે. **કપિ** વાનર **કાંધ** ખભો **નાની-શી** નાની એવી **સિંધુ** દરિયો **વેળુ** રેતી **રજોટી** ઝીણી ધૂળ **વા'લામોઈ** આમ તો આ ગાળ છે–જેનાં વહાલાં (સગાંવહાલાં) મરી ગયાં છે તેવી. પણ અહીં કંઈક લાડમાં, કંઈક તુચ્છકારમાં આ શબ્દ વપરાયો છે. **ખચીત** ચોક્કસ **પસવારવું** પંપાળવું.

## સ્વાધ્યાય

૧. રામ શું કરવા માગતા હતા? એમાં વાનરો એમને કેવી રીતે મદદ કરતા હતા?
૨. ખિસકોલી રામને મદદ કરવા શું કરતી હતી?
૩. ખિસકોલીના શરીર પરના પટ્ટા અંગે કવિ શી કલ્પના કરે છે?
૪. નીચેના દરેક વિધાન માટે કારણ દર્શાવો:
   ૧. બધા વાનરો ને રીંછ ખિસકોલીને જોઈ હસે છે.
   ૨. રામની આંખમાં હરખનાં આંસુ આવ્યાં.
   ૩. હવે પોતે સીતાને જરૂર પાછી મેળવશે એવી રામને આશા બંધાઈ.

કપિ પર્વત ઉપાડી લાવે કાંધે ખિસકોલી,
કપિ સેતુ દિવસ-રાત બાંધે ખિસકોલી.
એક નાની-શી આમતેમ કૂદે ખિસકોલી,
કાંઠો સિંધુનો આખો દી ખૂંદે ખિસકોલી.
જરા વેળુમાં જઈ એ આળોટી ખિસકોલી,
જઈ ખંખેરી સેતુએ રજોટી ખિસકોલી.
સહુ વાનર ને રીંછ હસે જોઈ ખિસકોલી,
ઘણો દરિયો પૂરવાની વા'લામોઈ ખિસકોલી.
જોઈ ગમ્મત ત્યાં રામ આવી જુએ ખિસકોલી,
આંખે હરખનું આંસુ એક લુએ ખિસકોલી.
મારો સૌથી નાનેરો સૈનિક તું ખિસકોલી,
હવે પામીશ સીતાને ખચીત હું ખિસકોલી.
એમ કહીને પસવારી હાથ પીઠે ખિસકોલી,
પામી પટ્ટા તે દા'ડાથી પીઠે ખિસકોલી.

## ટિપ્પણ

**સેતુ** પુલ **પ્રલયકેતુ** પ્રલય એટલે વિનાશ અને કેતુ એટલે ધૂમકેતુ નામનો પૂંછડિયા તારા તરીકે ઓળખાતો ગ્રહ. અહીં રામ જાણે લંકાનો વિનાશ કરવા ધૂમકેતુ જેવા ગ્રહની જેમ આવી પહોંચ્યા છે, એવું કવિ કહે છે. **કપિ** વાનર **કાંધ** ખભો **નાની-શી** નાની એવી **સિંધુ** દરિયો **વેળુ** રેતી **રજોટી** ઝીણી ધૂળ **વા'લામોઈ** આમ તો આ ગાળ છે–જેનાં વહાલાં ( સગાંવહાલાં ) મરી ગયાં છે તેવી. પણ અહીં કંઈક લાડમાં, કંઈક તુચ્છકારમાં આ શબ્દ વપરાયો છે. **ખચીત** ચોક્કસ **પસવારવું** પંપાળવું.

## સ્વાધ્યાય

૧. રામ શું કરવા માગતા હતા ? એમાં વાનરો એમને કેવી રીતે મદદ કરતા હતા ?
૨. ખિસકોલી રામને મદદ કરવા શું કરતી હતી ?
૩. ખિસકોલીના શરીર પરના પટ્ટા અંગે કવિ શી કલ્પના કરે છે ?
૪. નીચેના દરેક વિધાન માટે કારણ દર્શાવો :
   ૧. બધા વાનરો ને રીંછ ખિસકોલીને જોઈ હસે છે.
   ૨. રામની આંખમાં હરખનાં આંસુ આવ્યાં.
   ૩. હવે પોતે સીતાને જરૂર પાછી મેળવશે એવી રામને આશા બંધાઈ.

અ. ક. **નાની-શી ખિસકોલી** આમતેમ કૂદે છે.
**નાના-શા પથ્થર** પણ તેનાથી ન ઊંચકાયો.
**નાનું-શું કારણ** મળે તોપણ એ બીજાનું કામ કરે.

ઉપરનાં વાક્યો ધ્યાનમાં રાખી નીચેનાં વાક્યોની ખાલી જગ્યા પૂરો :

૧. ........ છોકરો કેટલું મોટું કામ કરી ગયો !
૨. ........ ઘર હોય તોય ચાલે.
૩. ........ વાતમાં આટલું બધું દુઃખ શા માટે ?

ખ. **ખચીત** એટલે ચોક્કસ, પણ **ખચિત** એટલે (કશાકમાં) જડેલું, બેસાડેલું
'ચી' હોય તો એક અર્થ ને 'ચિ' હોય તો બીજો અર્થ.
નીચેના શબ્દના અર્થ શોધો :

દીન–દિન, વધુ–વધૂ, સુર–સૂર, સુત–સૂત

ગ. પાછળનો ભાગ સરખો હોય તેવા શબ્દો કાવ્યમાં વપરાતા હોય છે. દા. ત.,
કાંધે–બાંધે. કાવ્યમાંથી આવા બીજા શબ્દોની યાદી કરો.

**આટલું કરો :**

રામાયણની કથા પુસ્તકાલયમાંથી મેળવીને વાંચો.

## ૧૨. વીર ભામાશા

**દુર્ગેશ શુક્લ**

શ્રી દુર્ગેશ શુકલ [જન્મ ૧૯૧૧] વઢવાણના વતની છે. કેટલોક વખત મુંબઈમાં શિક્ષક તરીકે કામ કર્યા પછી ઘણાં વરસોથી અમદાવાદમાં રહે છે, ને લેખનકાર્ય કરે છે. એમણે મુખ્યત્વે નાટકો લખ્યાં છે. એમણે બાળકો માટે પણ કેટલુંક સાહિત્ય સર્જ્યું છે. "છમછમાછમ", "ડોશીમાનું તૂંબડું" વગેરે એમનાં બાળસાહિત્યનાં પુસ્તકો છે.

રાણા પ્રતાપ ભારતના ઇતિહાસનું એક વીર પાત્ર છે. ગુજરાતની પડોશમાં આવેલા મેવાડ (હાલ રાજસ્થાનનો પ્રદેશ)ના આ મહારાણાએ મેવાડની સ્વતંત્રતાનું રક્ષણ કરવા સમ્રાટ અકબરની સામે બાથ ભીડી હતી. પ્રતાપ અને એના સૈનિકો વીરતાથી લડ્યા, તેમ છતાં જ્યારે ખાવાનું ખૂટ્યું ત્યારે હારીથાકીને રાણાએ મેવાડ છોડવાનો નિર્ણય કર્યો. રાણા પ્રતાપની આવી મુશ્કેલીભરી પરિસ્થિતિમાં ભામાશા નામના શ્રીમંત વેપારીએ એ બધું ધન રાણાને ચરણે ધરી દીધું, અને રાણાએ ફરી વીરતાપૂર્વક લડી લેવાનો નિર્ધાર કર્યો.

રાણા પ્રતાપની વીરતા અને ભામાશાનો ત્યાગ અનોખાં હતાં. મેવાડને માટે બંનેનાં હૃદયમાં કેટલો બધો પ્રેમ છે! દેશ માટે આપણાં હૃદયમાં પણ એવો જ પ્રેમ જોઈએ.

---

### પ્રવેશ પહેલો

[મેવાડના શાહસોદાગર ભામાશાની પેઢી. મુનીમો ચોપડામાં માથું ઘાલી બેઠા છે. કોઈ કલમ વડે ખાતાં પાડે છે. કોઈ આંગળીને વેઢે હિસાબ ગણે છે. ભામાશા ગાદીતકિયે બેઠા છે અને સામે બેઠેલા મારવાડી વેપારી જગડુશા સાથે વાતમાં છે.]

ભામાશા : ભાઈ જગડુ, તું કહે છે એ રીતે પૈસા તો મળે, પણ....

જગડુ : લખલૂટ પૈસા, શેઠજી! પછી ઓતેર પેઢી બેઠીબેઠી ખાય, તોય ખૂટે નહિ.

ભામાશા : (હસીને) હા, આવનારી પેઢીઓ ખાય, પણ ગયેલી ઓતેર પેઢીની અસદ્‌ગતિ થાય.

જગડુ : હી હી હી........શેઠજી, તમે તો વેપારની વાતમાંયે પાપ ને પુણ્ય લાવશો?

ભામાશા : તો બીજે ક્યાં લાવું? જગડુ, હજી તને મૂછનો દોરો ફૂટે છે, ને હું થયો ઘરડો. દુશ્મનના લશ્કરને સરંજામ પૂરો પાડીને પૈસા કમાઈએ, પણ સાથેસાથે પાપનું પોટલું પણ બાંધીએ! મેવાડના દુશ્મનને મદદ કરી, મેવાડને દુશ્મન બનાવીએ? આ ધરતીને રંજાડનાર શાહજાદા સલીમને ભામાશા એક તણખલુંયે વેચવા માગતો નથી. જા, કહેજે જઈને!

જગડુ : શેઠ, બહુ સરસ તક ગુમાવો છો હો ! બાદશાહ ન્યાલ કરી નાખશે. જાણો તો છો કે રાણો હવે થાકચો છે. મેવાડની ધરતીને છેલ્લી સલામ કરી જાય એટલી વાર છે. બાદશાહની જીત નક્કી છે. ઊગતા સૂરજને પૂજો, ભામાશા !

ભામાશા : જગડુ, તું ભામાશાને શું ધારે છે ?

જગડુ : કહું ? ખોટું ન લગાડશો. તમે વેપારી નથી. તકનો લાભ લઈ એ પૈસા પેદા ન કરી લે તે વેપારી ન કહેવાય.

ભામાશા : તારી વાત ખોટી છે, જગડુ ! ધનની પ્રાપ્તિનાં સાધનો પવિત્ર હોવાં જોઈએ. સાધનાની અપવિત્રતા લક્ષ્મીનો સંચય કરાવે છે, પણ એ શાપિત લક્ષ્મી જાય ત્યારે જડમૂળથી ખેદાનમેદાન કરીને. એ રીતે લક્ષ્મી ભેગી કરવાનો વિચાર ભામાશાને ન આવે, જગડુ !

જગડુ : ભલે ત્યારે, જેવી તમારી મરજી.

ભામાશા : ને યાદ રાખજે—મેવાડી પ્રજાને રંજાડતા દુશ્મનના સૈન્યને સરંજામ પૂરો પાડવાના દુષ્ટ કાર્યમાં જો કોઈ પણ મેવાડી વેપારી મદદ કરશે, તો એ ભામાશાના હાથે ધૂળ ચાટતો થઈ જશે. જા, હવે આવા સોદા કરી દલાલી ખાવાના ગંદા ધંધા મૂકી સારે માર્ગે એ પૈસા રળી ખા.

[ જગડુ ઊભો થઈ ચાલ્યો જાય છે. એક બીજો મેવાડી પ્રવેશે છે. ]

ભામાશા : કેમ, ઉદા ?

ઉદો : જગડુના જવાની રાહ જોતો બહાર ઊભો હતો.

ભામાશા : કંઈ કામ હતું ?

ઉદો : એક વાત કહેવી હતી.

ભામાશા : બોલ, શું છે ?

ઉદો : રાણો મેવાડ છોડી જાય છે.

ભામાશા : ( ગંભીર બની ) હેં !

ઉદો : સિંધુ તરફ ઘોડા દોડાવી જાય એટલી વાર છે.

ભામાશા : અરેરે ! બાપા રાવળના વંશજની આ સ્થિતિ ? સૂર્યવંશી સિસોદિયાના મુકુટમણિની આ દશા ? એ જશે તો મેવાડની કીર્તિ ઝંખવાશે, ઉદા !

ઉદો : એ કરે શું, ભામાશા ? લાખોના દુશ્મન-સૈન્યની સામે એકલે

હાથે ઝઝૂમ્યો, વનવન રખડ્યો, પણ વિધાતાએ યારી ન આપી. સૈનિકોને ખવરાવવા મૂઠી જાર ન રહી, ત્યારે ત્યાગ કરવાનો વિચાર આવ્યો. નહિ તો કોઈને વતન છોડી જવું ગમે ખરું ?

ભામાશા : પણ જવા દેવાય કેમ, ઉદા ? પછી આ ભામાશા ગાદીતકિયે બેઠાબેઠા વેપાર કરશે ? ઊઠ, ઘોડો તૈયાર કર. મારે રાણાને મળવા જવું છે.

[બંને ઊઠે છે.]

## પ્રવેશ બીજો



[ રાણો પ્રતાપ, સલુંબરાજી, બીજા પટાવતો ને સામંતો ઊભા છે. ]

પ્રતાપ : મેવાડની ભૂમિ ! છેલ્લા જુહાર ! જનની-જન્મભૂમિ ! ભાગ્યમાં હશે તો તારો ખોળો ખૂંદવા પાછા આવીશું. થાકયા-હાર્યા, બાદશાહ અકબરના હાથે પડીએ તે પહેલાં અહીંથી દૂર ઘોડા ખેલાવી જશું. તક મળશે તો ફરી આવશું ને તને બંધનમુક્ત કરીશું. મા, રજા દે !

સલુંબરાજી : જરૂર. આપણે પીઠ બતાવીને રણભૂમિ છોડી જતા નથી, પણ પાછા આવવાનું બળ મેળવી લેવા જઈએ છીએ.

એક પટાવત : ફરીથી મેવાડની ધરતી પર સિસોદિયાઓના ઘોડાઓના ડાબલા ગાજશે.

એક સામંત : ને શાહજાદો સલીમ અને મહોબતખાં ઊભી પૂંછડીએ જીવ લઈ ભાગશે.

પ્રતાપ : મારા સુખદુઃખના સાથી શૂરા સામંતો, મેવાડને મુક્ત કર્યા વિના રાણો પ્રતાપ ઝંપવાનો નથી તે નિશ્ચય જાણજો. માભોમ દુશ્મનને પગે ચંપાતી હોય, ને સુખે સૂએ એ કાયર, વીર નહિ. મેવાડને સ્વતંત્ર ન કરું ત્યાં લગી હું પલંગે પોઢીશ નહિ. આજે તો હું લાચાર છું. મારા કોઠાર ખૂટી ગયા છે. સૈનિકોને ખવરાવવા મૂઠી અન્ન નથી, આપવા પગાર નથી. દુશ્મનો મેવાડની પ્રજાને લૂંટફાટ કરી હેરાન કરે છે. મારે પ્રજાને આ કિન્નાખોરીમાંથી બચાવવી છે, એટલે જ હું આ ભૂમિનો ત્યાગ કરી જવા માગું છું.

[ દૂરથી ઘોડાના ડાબલા સંભળાય છે. ]

પ્રતાપ : કોઈ આવતું લાગે છે !

સલુંબરાજી : ( તલવાર ખેંચી ) જય એકલિંગજી !

એક સામંત : દુશ્મન હશે ?

પટાવત : ના, લાગે છે તો કોઈ મેવાડી.

સલુંબરાજી : અરે, આ તો ભામાશા !

પ્રતાપ : કોણ ? ભામાશા ?

ભામાશા : ( પ્રવેશ કરી ) હા, મહારાણા પ્રતાપ ! હું ભામાશા તમારા ચરણોની રજ. સિસોદિયા-કુળનો શિરતાજ મેવાડની ભૂમિ છોડવા તત્પર થયો છે, એવા સમાચાર સાંભળી દોડતો આવ્યો છું.

પ્રતાપ : બીજો કોઈ ઉપાય નથી, ભામાશા ! કોઠાર ખૂટ્યા, અન્નના સાંસા પડ્યા. શત્રુ સામે ઝઝૂમવાની તાકાત ખૂટી નથી, પણ સાધનો ખૂટ્યાં છે.

ભામાશા : નથી ખૂટ્યાં સાધનો કે નથી ખૂટી તાકાત ! મહારાણા, ભામાશાનો કોઠાર ભરેલો છે. સિસોદિયા રાણાઓના પ્રતાપે અઢળક ધન એકઠું કરેલું છે, તે ધન કોનું ? ભામાશાનું નહિ, પ્રજાનું અને પ્રજાને પડખે રહી શત્રુઓ હંફાવતા રાણા પ્રતાપનું. બાર વર્ષ સુધી પચીસ હજાર યોદ્ધાઓને પોષી શકાય એટલું ધન છે. એનો સ્વીકાર કરો ને મેવાડની મુક્તિનો સંગ્રામ બમણા જોરથી શરૂ કરો.

પ્રતાપ : (હર્ષથી) આ સાચું બોલો છો, ભામાશા ?

ભામાશા : હા મહારાણા ! મારા ઘરમાં રૂંધાયેલી લક્ષ્મીએ પોકાર પાડ્યો છે. એ કહે છે : કોઈ પુણ્ય કાર્યમાં મને વાપર. વતનની સ્વતંત્રતાથી વધારે પુણ્યકાર્ય બીજું છે પણ શું ? તમે વાપરો ને મેવાડને ફરી ઉજ્જ્વલિત કરો. જે લક્ષ્મી પવિત્ર સાધનો દ્વારા આવી છે એ લક્ષ્મીનું ફળ સારું જ મળશે, રાણાજી !

પ્રતાપ : ધન્ય છે, ભામાશા ! તમારા જેવા નરરત્નોથી મેવાડની ભૂમિ ઉજ્જ્વળ છે. સલુંબરાજી ! જે ભૂમિમાં આવા વીર આત્માઓ પાકે છે, તે ભૂમિ કદી કોઈને તાબે થવાની નથી. એ સદા સ્વાતંત્ર્યના સ્વર્ગમાં વિહરતી રહેશે !

સલુંબરાજી : જય હો મેવાડનો !

[સહુ મેવાડનો જય ગજાવે છે. પડદો પડે છે.]

## ટિપ્પણ

**લખલૂટ** પુષ્કળ **અસદ્‌ગતિ થવી** નરકમાં જવું **મૂછનો દોરો ફૂટવો** જુવાનીમાં પ્રવેશ કરવો **સરંજામ** જોઈતી સામગ્રી, લડાઈ કે લશ્કરની સામગ્રી **પાપનું પોટલું બાંધવું** ખૂબ પાપ કરવાં **ઊગતા સૂરજને પૂજવો** જેની ચડતી થતી હોય એના પક્ષમાં રહેવું **બે પૈસા પેદા કરવા** કમાવું, સંચય કરવો, એકઠું કરવું **જડમૂળથી ખેદાન-મેદાન કરીને** ખૂબ ખરાબ દશા કરીને **ધૂળ ચાટતા થઈ જવું** હારી જવું. (અહીં) બરબાદ થઈ જવું **દલાલી ખાવી** (અહીં) સ્વાર્થ સાધવો **બાપા રાવળ** સિસોદિયા કુળના મૂળપુરુષ **વંશજ** સંતાન **મુકુટમણિ** સર્વશ્રેષ્ઠ **વિધાતાએ યારી ન આપી** એકેય પ્રયત્ન સફળ ન થયો. **પટાવત** રાજાના સેવક **જુહાર** સલામ, નમસ્કાર એવો

ભાવ બતાવતો શબ્દ ઘોડા ખેલાવી જશું દૂરદૂર ચાલ્યા જઈશું. પીઠ બતાવવી
પાછા પડવું, હાર ખાઈને નાસવું ઊભી પૂંછડીએ ભાગવું, જીવ લઈને ભાગવું
બીકના માર્યા જીવ બચાવી લેવા નાસવું મોભોમ માતૃભૂમિ, વતન કિન્નાખોરી
રાખવું તે શિરતાજ માથાનો મુકુટ (અહીં) મુખ્ય પુરુષ અન્નના સાંસા પડવા
ખાવાનું મેળવવામાં મુશ્કેલી પડવી ઉજ્જ્વલિત તેજવાળું

## સ્વાધ્યાય

૧. જગડુ ભામાશાને શી સલાહ આપે છે ?

૨. ભામાશા જગડુની સલાહ માનવાની ના કેમ પાડે છે ?

૩. ઉદો ભામાશાને રાણા પ્રતાપ વિશે શી માહિતી આપે છે ?

૪. રાણા પ્રતાપને શા માટે મેવાડ છોડવું પડતું હતું ?

૫. રાણો પ્રતાપ એના સૈનિકો આગળ શી પ્રતિજ્ઞા લે છે ?

૬. ભામાશાએ પ્રતાપને શી મદદ કરી ?

૭. ક. નીચેનાં વાક્યો કોણ બોલે છે, કોને કહે છે ને કયા પ્રસંગે કહેવાય છે તે લખો :

૧. તમે તો વેપારની વાતમાંયે પાપ ને પુણ્ય લાવશો ?
૨. ધનની પ્રાપ્તિનાં સાધનો પવિત્ર હોવાં જોઈએ.
૩. રાણો મેવાડ છોડી જાય છે.
૪. તક મળશે તો ફરી આવશું ને તને બંધનમુક્ત કરશું.
૫. આપણે પીઠ બતાવીને રણભૂમિ છોડી જતા નથી, પણ પાછા આવવાનું બળ મેળવી લેવા જઈએ છીએ.
૬. મારા ઘરમાં રૂંધાયેલી લક્ષ્મીએ પોકાર પાડ્યો છે.
૭. તમારા જેવાં નરરત્નોથી મેવાડની ભૂમિ ઉજ્જ્વળ છે.

ખ. નીચે અ વિભાગમાં પાત્રોનાં નામ ને આ વિભાગમાં એમની ઓળખ આપી છે. પાત્રના નામ સાથે એને લાગુ પડતી વીગત જોડો :

| અ | આ |
|---|---|
| ભામાશા | મેવાડના પટાવત |
| જગડુ | વતનનું ભલું ઇચ્છનાર મેવાડી |
| ઉદો | મેવાડનો ધનાઢ્ય વેપારી |
| સલુંબરાજી | પોતાના ભલા માટે મેવાડનું અહિત કરવા તૈયાર થનાર મેવાડી |

૮. ક. નીચેના દરેક વાક્યમાં કૌંસમાં આપેલા રૂઢિપ્રયોગ વાપરી વાક્યો ફરી લખો :

૧. મારા સ્વાર્થ ખાતર હું પાપ નહિ કરું. ( પાપનું પોટલું બાંધવું )

૨. જગડુએ ભામાશાને જેની ચડતી થતી હોય એના પક્ષમાં જવાની સલાહ આપી. (ઊગતા સૂરજને પૂજવો)

૩. વિધાતાએ રાણા પ્રતાપને સફળ થવા દીધો નહિ. (યારી આપવી)

૪. મેવાડના દુશ્મનો મારા હાથે નાશ પામશે. (ધૂળ ચાટતા થઈ જવું)

૫. મેવાડના સૈન્ય સામે લડવા આવનારાઓને બીકના માર્યા ભાગવું પડશે. (ઊભી પૂંછડીએ ભાગવું)

ખ. નીચે આપેલા ઉદાહરણ પ્રમાણે બીજા શબ્દો બનાવો :

| | |
|---|---|
| ગુજરાત | ગુજરાતી |
| મારવાડ | મારવાડી |
| મેવાડ | મેવાડી |
| બંગાળ | બંગાળી |
| કાશ્મીર | કાશ્મીરી |

**આટલું કરો :**

પૃ. નં. ૫૫ પરના ચિત્રમાં રજૂ થયેલ પ્રસંગનું વર્ણન પાંચ વાક્યોમાં લખો.

# ૧૩. મીઠી માથે ભાત

**વિઠ્ઠલરાય આવસત્થી**

વિઠ્ઠલરાય આવસત્થી [જન્મ : ૧૮૭૨, મૃત્યુ : ૧૯૪૦] ભાવનગરના વતની હતા. તે વખતના ભાવનગર રાજ્યના મહારાજા કૃષ્ણકુમારસિંહજીના અંગત મદદનીશ તરીકે કામ કરતા હતા. કુદરતને લગતાં ઘણાં કાવ્યો એમણે લખ્યાં છે. એમણે બાળકાવ્યો પણ રચ્યાં છે.

આ કાવ્ય 'લ્યુસી ગ્રે' નામના અંગ્રેજી કાવ્ય પરથી લખાયું છે. બરફનું તોફાન આવવાનું હતું એટલે શહેરમાં ગયેલી માતા માટે ફાનસ લઈ નીકળેલી લ્યુસી બરફના તોફાનમાં સપડાઈને મૃત્યુ પામી. આ કાવ્યમાં મીઠી પિતા માટે ભાત લઈને ખેતરે જવા નીકળે છે ને વાઘ એને મારી નાખે છે તેમ બતાવ્યું છે.

---

ડુંગર કેરી ખીણમાં ગાંભુ નામે ગામ,
ખેતી કરતો ખંતથી પટેલ પાંચો નામ.
સીમ થકી છેટી હતી વાડી એક વિશાળ,
ભોંય બધી ભગરી અને રૂડી અધિક રસાળ.
નવાણુ છે નવ કોસનું, ફરતાં જંગી ઝાડ,
રોપી તેમાં શેલડી, વાધ્યો રૂડો વાઢ.
પટલાણીએ પુત્રનું મુખ દીઠું છે માંડ,
મીઠી ઉંમર આઠની બહેન લડાવે લાડ.
શિયાળો પૂરો થતાં પાક્યો પૂરો વાઢ,
વાઘ, શિયાળ, વરુ તણી રહેતી વગડે રાડ.
કેળ સમી સૌ શેલડી ઝૂકી રહી છે ઝુંડ,
રસ મીઠાની લાલચે ભાંગે વાડો ભૂંડ.
ચિચોડો બેસાડવા પાંચે કરી વિચાર,
બાવળનાં નથ-બુતડી તુર્ત કર્યાં તૈયાર.
સોંપ્યું સાથી સર્વને બાકી બીજું કામ,
સાધન ભેળું સૌ થવા તવા-તાવડા ઠામ.
પટલાણી પેખી રહી પટેલ કેરી વાટ,
રાંઢાવેળા ગઈ વહી, પડતું ટાઢું ભાત.

કહે મા : "મીઠી, લે હવે ભાત આપું,
ફીકો લાવ મારી કને, જા તું, આપું !
હજી ઘેર આતા નથી તુજ આવ્યા,
ભૂખ્યા એ હશે વાઢ-કામે થકાયા."
"ભલે લાવ બા, જાઉં હું ભાત દેવા,
દીઠા છે કદી તેં ઊગ્યા મોલ કેવા ?



મીઠી કેળ-શી શેલડી તો ખવાશે,
દીઠી છે ટૂંકી વાટ, જલદી જવાશે."

કહી એમ માથે લઈ ભાત ચાલી,
મૂકી માર્ગ ધોરી, ટૂંકી વાટ ઝાલી.

વહી જાય છે વેગમાં મીઠી ભરતી ફાળ,
ગણે ન કાંટા-કાંકરા, દોડે જ્યમ મૃગબાળ.

ડુંગર ઝાડી ગીચમાં કોડે કૂદતી જાય,
સામો વાઢ ઝઝૂમતો જોતાં તે હરખાય.

હમણાં વાડી આવશે, હમણાં આપું ભાત,
એમ અધિક ઉતાવળી, દોડી મળવા તાત.

બખોલમાંથી બ્હાર ત્યાં વાઘ ધસ્યો વિકરાળ,
થપાટ પાછળથી પડી, બાળા થઈ બેહાલ.

ભાત ઓઢણી તો રહ્યું ઝરડામાં ઝડપાઈ,
મીઠી બાળા મોતના પંજામાં સપડાઈ.

વાઘ ઉપાડી ક્યાં ગયો? કુદરતમાં કકળાટ!
વૃક્ષ ઊભાં વીલાં બધાં, સૂની બની સૌ વાટ!

સાંજ વહી સૂનકારમાં ઓઢીને અંધાર,
રાત રડે છે રાનમાં આંસુડે ચોધાર.

પ્હોંચી ઘર પાંચો કરે "મીઠી! મીઠી!" સાદ:
"મારે તો મોડું થયું, રોંઢો ન રહ્યો યાદ."

પટલાણી આવી કહે: "મેલી છે મેં ભાત,
મળી નથી તમને હજી? રોકાણી ક્યાં રાત?"

"મળી નથી મીઠી મને મારગ ધોરી વાટ,
કહાં ગોત કરવી હવે? ગઈ હશે પગવાટ!

બની ગયાં એ બાવરાં બંને મા ને બાપ,
ગયાં તુર્ત તે ગોતવા કરતાં કંઈ સંતાપ.

નભથી ચાંદો નીરખી વિલાય ફિક્કે મુખ,
ઝાંખાં સર્વે ઝાડવાં, દારુણ જાણે દુઃખ.
"મીઠી ! મીઠી !" પાડતાં બૂમ ઘણી માબાપ,
જવાબ પાછો ના મળે તેથી કરે વિલાપ.
પળતાં આગળ પગ મહીં અટવાયું કંઈ ઠામ,
તે તો ઘરની તાંસળી, ભાત તણું નહિ નામ.
ખાલી આ કોણે કરી ? હશે સીમના શ્વાન ?
મીઠી કાં મેલી ગઈ ?–બોલે નહિ કંઈ રાન.
વળી પગે અટવાય છે ઝરડું, નીચે જોય,
મીઠી કેરી ઓઢણી–પોકેપોકે રોય.
"હા ! મીઠી, તું ક્યાં ગઈ ? આ શું–ઝમે રુધિર !"
ઉત્તર એનો ના મળે : બધુંય વિશ્વ બધિર.
નિરાશ પાછાં એ વળ્યાં કરતાં અતિ કકળાટ,
"મીઠી ! મીઠી !" નામથી રડતાં આખી વાટ.
વાઢ ગયો વેચાઈ ને વીતી ગઈ છે વાત,
તોપણ દેખા દે કદી મીઠી માથે ભાત.

## ટિપ્પણ

**ખંત** ચીવટ, કાળજી **ભગરી ભોંય** છૂટી ચીકાશ વગરની જમીન. આવી જમીન ફળદ્રુપ હોય છે. **રસાળ** રસવાળી (અહીં) ફળદ્રુપ **નવાણ** જળાશય (અહીં) કૂવો **કોસ** કૂવામાંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો **નવ કોસનું નવાણ** એક સાથે નવ કોસ જોડી પાણી કાઢી શકાય એટલા પાણીવાળો કૂવો **જંગી** મોટું **વાઢ** શેરડીનું ખેતર **રાડ** રંજાડ, કનડગત **ઝુંડ** જૂથ, સમૂહ (અહીં) ઘણી બધી શેરડી વાવી હતી તેમ સૂચવાયું છે. **ચિચોડા** શેરડી પીલવાનો સંચો **ચિચોડો બેસારવો** શેરડી પીલીને એના રસમાંથી ગોળ બનાવવો **નથ-બૂતડી** શેરડીના સંચામાંની જરૂરી ચીજવસ્તુ **સાથી** ખેતીનું કામ કરવા રાખેલો નોકર **તવો** મોટી લોઢી **તાવડો** ખૂબ મોટી કઢાઈ **પેખવું** જોવું **વાટ** રાહ **રોંઢો** બપોર પછીનું જમણ **આતા** પિતા **ભાત** ખેતરે કામ કરતા માણસો માટે ઘેરથી ખાવાનું લઈ જવાનું હોય તે **ધોરી** મુખ્ય **વાટ** રસ્તો **કોડ** હર્ષ **રાન** જંગલ **પગવાટ** પગપાળા ચાલવા પૂરતો રસ્તો, **કેડી** **બાવરું** બેબાકળું, ગભરાયેલું **વિલાવું** ઝાંખા પડી જવું **દારુણ** ભયંકર, કારમું **વિલાપ** રુદન **પળવું** જવું **શ્વાન** કૂતરું **બધિર** બહેરું

## સ્વાધ્યાય

૧. પાંચા પટેલે ચિચોડો બેસાડવા શી-શી તૈયારી કરી ?
૨. ખેતરે જવા માટે મીઠીએ ધોરી માર્ગ મૂકી ટૂંકો માર્ગ શા માટે પસંદ કર્યો ? એનું શું પરિણામ આવ્યું ?
૩. મીઠી ઘેર પાછી ન ફરી એથી એનાં માબાપની શી દશા થઈ ?
૪. મીઠીના મૃત્યુથી કુદરતને પણ દુઃખ થયું એમ કવિએ કેવી રીતે વર્ણવ્યું છે ?
૫. કારણો આપો :
   ૧. મીઠીની માએ મીઠીને ભાત દેવા જવા કહ્યું.
   ૨. ભાત દેવા જવાનું મળ્યું એથી મીઠી રાજી થઈ.
   ૩. મીઠી મૃત્યુ પામી છે એની મીઠીનાં માબાપને ખાતરી થઈ ગઈ.
૬. 'વાટ' શબ્દ આ કાવ્યમાં બે અર્થમાં વપરાયો છે :
   (૧) વાટ એટલે રાહ અને (૨) વાટ એટલે રસ્તો
   નીચે એક કરતાં વધારે અર્થમાં વપરાતા હોય એવા કેટલાક શબ્દો આપ્યા છે. દરેક શબ્દનો-એક અર્થ આપેલો છે – બીજો અર્થ તમે લખો.
   કાળ સમય
   કર હાથ
   જાન જીવ

**આટલું કરો :**

આ કવિતા વાર્તાના રૂપમાં તમારા શબ્દોમાં લખો. શરૂઆત આમ કરી શકાય : ડુંગરની ખીણમાં ગાંભુ નામનું એક ગામ હતું. એમાં પાંચા પટેલ નામના એક ખેડૂત રહેતા હતા ......

## ૧૪. ભાગલો વહોરો

ભાગલા વહોરાનો સુંદર પરિચય આ પાઠમાં આપ્યો છે. આ જાતનું લખાણ રેખાચિત્ર કે શબ્દચિત્ર તરીકે ઓળખાય છે. શબ્દો દ્વારા આપેલો ચિતાર તે શબ્દચિત્ર. એમાં શરીરનું વર્ણન આવે, સ્વભાવની માહિતી આવે, એ પાત્રે કરેલાં કામોની વાત પણ હોય. આ પાઠમાં ભાગલા વહોરાના ભાંગેલા શરીરનું-ભાંગલા છતાં સંતોષી ને મસ્ત જીવનનું રેખાચિત્ર છે. ભાગલો વહોરો સામે મળે તો આપણે ઓળખી જઈએ એવું સરસ રેખાચિત્ર છે આ !



બધાં એને ભાગલો વહોરો કહેતા. એને એક વાર તમે જુઓ, તો તમે એને ક્યારેય ભૂલી ન શકો. એની ગંદી ધાગો થઈ ગયેલી કાળી ટોપીની નીચે એનું કપાળ કાંઈ બહુ મોટું તો નહોતું, છતાં એ ચહેરામાં એવડું જ કપાળ બરાબર છે એમ તમને લાગે. ઉપરનો હોઠ ચોખ્ખો દેખાઈ આવે તેટલા જ વાળ મૂછના હતા. પીઠે, કેડે એ જરા નમ્યો હતો. એના પગ જરા વાંકારાંટા પડતા હતા. એના નબળા હાથમાં એ વાંસી કાયમ રાખતો. એનો ઝભ્ભો કે પાયજામો મૂળ કયા કપડાનાં હશે એ કહેવું મુશ્કેલ થઈ પડે એટલાં થીગડાંવાળાં હોય. એના જમાનામાં આજના જેવા વાયરા નહોતા – હોત તો એ ફેશનમાં ગણાઈ જાત કદાચ ! એ ચાલતો જ એવી રીતે કે તમેય એને ભાગલો કહો.

લોકો એને ભાગલો કહેતા એનો એને જરાય ધોખો નહોતો. એ વિશેષણ એણે સ્વીકારી લીધું હતું, અને તેથી તો આજે કોઈનેય એના નામની માહિતી નથી. એને તો પોતે ભલો ને પોતાનું કામ ભલું. ઊગ્યાથી આથમ્યા સુધી એ પગ વાળીને બેસતો નહિ.

એ કરતો શું એમ તમે પૂછો છો ને? નાનપણમાં તમારી જેમ એ નિશાળે તો ગયો નહોતો, એટલે વાંચતાંલખતાં એને આવડતું નહિ. એથી નહિ એને વાંચવા બેસવાનું કે નહિ લખવા બેસવાનું. એને છોકરાં હતાં નહિ. એની બીબી ક્યારે ગુજરી ગઈ એય એ ભૂલી ગયો હતો. સંસારમાં એનું કોઈ નહોતું. એના એક દૂરના ભાઈ હતા તેમને ત્યાં એ બે ટાણું જમી આવતો. શિયાળે-ચોમાસે એમની ઓસરીમાં રાતે પડ્યો રહેતો, પણ ઉનાળે તો એ ગમે ત્યાં સૂઈ રહેતો. પથારી એની ભોંય અને ઓઢણ એનાં આકાશનાં !

કોઈ એને પૂછતું : "ભાગલા, તારું ઘર ક્યાં? તારું કોઈ છે ખરું?"

એ કહેતો : "આ ઢોરનું છે કોઈ? આ પંખીડાંનું છે કોઈ? જુઓ ને, પેલાં વાંદરાં! એમને ન મળે માળો કે ન મળે તબેલો, કોઢેય નહિ."

બસ, આટલું બોલે ન બોલે, ને એ પોતાને કામે વળગી જાય. તમે એનું સાંભળ્યું છે કે નહિ એ જાણવાની એને જરૂર જણાતી નહિ.

* * *



રામપુરનું રળિયામણું પાદર આજે લીલુંકુંજાર દેખાય છે. વટેમાર્ગુઓ અહીં આવે કે તરત એમનાં મનમાં ટાઢક વળે છે. સૌ કહે છે : "આ પાદર તો ગોકુળવૃંદાવનની કુંજો જેવું લાગે છે." હરિયાળાં અને લીલાં છાયાવાળાં વૃક્ષોની આ વનરાઈમાં કંઈ કેટલાંય પંખીઓ કલશોર કરે છે, ને કંઈ કેટલાંય ધણ હંભારવ કરે છે. પાદરને અડીને જ ગામનું તળાવ છે. એ તળાવની પાળેપાળે લીમડા, પીપળા ને વડનાં ઝાડ લહેરાય છે. વચ્ચેવચ્ચે આંબાનાં વૃક્ષોનો ખાસ લીલો રંગ જુદો તરી આવે છે. ને આવા વાતાવરણમાં—

પોપટ આંબાની ડાળ, પોપટ સરોવરની પાળ,
પોપટ ભૂખ્યો નથી, પોપટ તરસ્યો નથી.

એ વાત યાદ આવ્યા વગર રહે જ નહિ.

આટલાં બધાં ઝાડ એ ભાગલાની મહેર છે, એમ ગામમાં સૌ કોઈ કહે છે. ભાગલો હોય નહિ ને આટલાં ઝાડ ઊઝરે નહિ. ભાગલો એકલો થઈ ગયો તે પછી એણે આ કામમાં જીવ પરોવ્યો હતો.

ખાડો ખોદે, તળાવમાંથી કાંપ લઈ આવે, એમાં નાના રોપા વાવે. પછી એને ફરતું ખામણું કરે. રોજ એને પાણી પાય. ભાગલાની લગન જ એ. એ રોપાને નવાનવા અંકુર ફૂટે, નવાં કુમળાં પાન ફૂટે તે જોઈને એ રાજીરાજી થઈ જતો. એના નબળા જણાતા શરીરમાં શક્તિ આવતી. રઝળતાં ઢોરબકરાંથી રક્ષણ કરવા એ મઝાનું વાડોલિયું પણ કરતો. છતાંય કોઈ ઢોરબકરું કુમળાં પાન ખાઈ જતું તો ભાગલો કહેતો : "ખાઓ, ભાઈ ખાઓ. રામ કી ચીડિયાં, રામ કા ખેત." વળી કહેતો : "ચાલો, ભાઈ ! હવે ફરી વધારે કામ કરવાનો અવસર મળ્યો."

ગામને ગોંદરે એક મોટો વડ હતો. વડને ટેટા આવતા ત્યારે વડદાદાના મહેમાન થઈને કેટલાંય પંખી ત્યાં આવતાં. વડદાદાને ઘેર પછી જમણવાર જ ચાલતો. ભાગલો બપોરના ઘડીક પોરો ખાવા વડને છાંયે સૂતો, ને સૂતાંસૂતાં પંખીડાંની રમણા જોતાંજોતાં જરા જંપી પણ જતો.

ભાગલાને કોઈની સામે કશી ફરિયાદ ન હતી. ભાગલાને પૂછીએ : "ચાચા, કેમ છો ?"

"એ .... એ .... ને એશઆરામ !" તરત જ ભાગલો બોલતો : "લે, આ મનખાદેહ ન મળ્યો હોત, તો આ રૂપાળી ધરતી જ જોવાની રહી જાત. જ્યાં જુઓ ત્યાં આ પંખીડાં, આ પશુડાં, આ જીવજંતુ, એક જુઓ ને બીજું ભૂલો. ને મારા – ભાગલાની પાસેથીય પરભુ કેવું કામ કરાવે છે !"

ભાગલાનું બળ જ આ. ભાગલાને કોઈ કહે : "ભાગલા, આ ઝાડ રોપવાની માથાકૂટ તું કરે છે, તે કંઈ તને ખપ લાગવાનું ખરું કે ?"

"અરે, લે ! આ ધરતી બનાવી હશે તો કોકે, પણ જુઓ ને, વાવરું છું હું જ ને ?" ભાગલાને જવાબો ગોઠવવા જ ન પડે.

ભાગલો ક્યાંકથી કાંટ ભેગી કરે, ક્યાંકથી થોરિયા લઈ આવે, ક્યાંકથી ઝાડવાંના રોપ લઈ આવે. આ કામ એ ક્યારે કરતો એની કોઈને ખબર પડતી નહિ. બધું કામ એ મોજથી કરતો. ઝાડેઝાડ એનાં સ્વજન બની ગયાં હતાં. ઝાડ સાથેય વાતો કરતો. "હા, તને કાલે પાણી પાવાનું રહી ગયું. માણું, શરીર છે ને, જરા થાકે. અને અલ્યા લીમડા, પેલા ભીમાના ઊંટિયાએ તારી ડોક મરડી નાખી તે તને દુઃખતું હશે. ચાલ, કાલે સારા થઈ જવાશે. બચાડો ઊંટિયોય ભૂખ્યો થયો હશે કની ? અને અલ્યા પીપળા, તારાં આ કૂણાં-કૂણાં પાંદડાંનો રંગ તો જો, ભલા ! કોકની નજર બેસશે ...." આમ, એના ભેરુબંધો સાથે એની ગોઠડી ચાલ્યા જ કરતી.

એ ભાગલો પૂરાં સો વરસ જીવ્યો, ને છેલ્લે ચૈત્રની મજાની ચાંદની રાતે તળાવની પાળે એ સૂતો તે સૂતો. કોઈની ચાકરી એને લેવી પડી નહિ. એનું અવસાન થયું ત્યારે ગામ આખું બેબાકળું બની ગયું હતું.

## ટિપ્પણ

**ધાગો** જૂનું ફાટેલું લૂગડું, (અહીં) ચીંથરું થઈ ગયેલી **વાંસી** વાંસની લાકડીને છેડે મોટા દાતરડાના આકારનું ફળું બેસાડેલું ઊંચાં ડાળાં કે જાળાં કાપવા માટેનું સાધન **ધોખો** દુઃખ **પગ વાળીને બેસવું** નિરાંતે આરામ લેવો **ઓઢણ** ઓઢવાનું **તબેલો** ઘોડા બાંધવાની જગ્યા **કોઢ** ઢોર બાંધવાની જગ્યા **ધણ** ગાયોનું ટોળું **હંભારવ** ગાયના ભાંભરવાનો અવાજ **જીવ પરોવવો** લગનીથી કામ કરવું **ખામણું** ક્યારો, પાણી પાવા ઝાડની આસપાસ થોડું ખોદી બનાવેલી જગ્યા **વાડોલિયું** ઝાડની આસપાસ કરેલી નાની વાડ **પોરો ખાવો** થાક ખાવો, આરામ કરવો **રમણા** રમત

**વાવરવું** વાપરવું **કાંટ** કાંટાનાં ઝૂમખાં **થોરિયા** થોર એ કાંટાવાળી એક વનસ્પતિ છે. થોરના છૂટા કટકા તે થોરિયા **બેબાકળું બની જવું** વ્યાકુળ બની જવું

## સ્વાધ્યાય

૧. ભાગલા વહોરાના દેખાવનું વર્ણન કરો.

૨. ભાગલો ઝાડવાંનું જતન કેવી રીતે કરતો ?

૩. નીચેનાં વિશે બે-ત્રણ વાક્યો લખો :

(૧) ભાગલાનો સતત પરિશ્રમ કરતા રહેવાનો સ્વભાવ (૨) ભાગલાનું એકલાપણું (૩) ભાગલાની પંખીઓ તરફની લાગણી (૪) ભાગલાની ઝાડવાં સાથેની વાતો

૪. ક. નીચેનું વાક્ય વાંચો :

ભાગલો હોય નહિ ને આટલાં ઝાડ ઊઝરે નહિ—આ વાક્ય, એનો અર્થ જાળવી રાખીને, નીચે પ્રમાણે જુદી રીતે પણ લખી શકાય :

ભાગલો ન હોત તો આટલાં બધાં ઝાડ ઊઝરત નહિ.

ઉપરનું ઉદાહરણ ધ્યાનમાં રાખી નીચેનાં વાક્યો એમનો અર્થ જાળવી રાખી, જુદી રીતે લખો :

૧. કબૂતરી ન હોત તો હાથીને માફી મળત નહિ.
૨. મોતીભાઈ ન હોત તો પુસ્તકાલય-પ્રવૃત્તિ વિકસત નહિ.
૩. ભામાશા ન હોત તો મેવાડ બચત નહિ.
૪. માર્ટિન લ્યુથર ન હોત તો હબસીઓ પરનો અન્યાય દૂર થાત નહિ.

ખ. નીચેનો ફકરો વાંચો અને ભાગલો વહોરો પોતે પોતાની વાત કહેતો હોય તે રીતે આખો ફકરો ફરી લખો : (પહેલી લીટી નમૂનારૂપે આપી છે.)

એનું નામ ભાગલો વહોરો. લોકો એને ભાગલો કહે છે એનું એને જરાય દુઃખ નથી. એ આખો દિવસ કામ કરે છે. કુટુંબમાં એનું કોઈ નથી. એના એક દૂરના ભાઈને ત્યાં એ જમે છે. એને વૃક્ષો તરફ ખૂબ પ્રેમ છે. દૂરદૂરથી લાવીને એ વૃક્ષોને દરરોજ પાણી પાય છે.

આમ શરૂ કરો : મારું નામ ભાગલો વહોરો.

ગ. આ પાઠમાંથી ઝાડ ઉછેરવાને લગતા શબ્દોની યાદી કરો : દા. ત., ખામણું

૫. ક. નીચે આપેલા શબ્દોમાંથી જે-તેનું રહેવાનું સ્થાન સૂચવતો યોગ્ય શબ્દ પસંદ કરી ખાલી જગ્યા પૂરો :

માળો, બોડ, નેસ, મંદિર, તબેલો, મ્યાન, કોઢ

૧. ઘોડો ........માં રહે. ૨. ઢોર ........માં બંધાય. ૩. સાધુ ........માં રહે. ૪. પંખી ........માં રહે. ૫. વાઘ ........માં રહે. ૬. ભરવાડ ........માં રહે. ૭. તલવાર ........માં રખાય.

ખ. આટલું જાણો :

૧. ગાયોનું ટોળું 'ધણ' કહેવાય.

૨. ભેંસોનું ટોળું 'ખાડુ' કહેવાય.

૩. ઘેટાંનું ટોળું 'વાઘ' કહેવાય.

**આટલું કરો :**

તમારો પરિચય પાંચ-સાત વાક્યોમાં લખો.

૧. ઘોડો ......માં રહે. ૨. ઢોર ......માં બંધાય. ૩. સાધુ ......માં રહે. ૪. પંખી ......માં રહે. ૫. વાઘ ......માં રહે. ૬. ભરવાડ ......માં રહે. ૭. તલવાર ......માં રખાય.

ખ. આટલું જાણો :

૧. ગાયોનું ટોળું 'ધણ' કહેવાય.
૨. ભેંસોનું ટોળું 'ખાડુ' કહેવાય.
૩. ઘેટાંનું ટોળું 'વાઘ' કહેવાય.

**આટલું કરો :**

તમારો પરિચય પાંચ-સાત વાક્યોમાં લખો.

## ૧૫. પીલુડી

**કૃષ્ણલાલ શ્રીધરાણી**

કૃષ્ણલાલ શ્રીધરાણી [ જન્મ : ૧૯૧૧, મૃત્યુ : ૧૯૬૦ ] ભાવનગરના વતની હતા. એમણે સુંદર કાવ્યો લખ્યાં છે. "વડલો" અને "સોનાપરી" એમણે બાળકો માટે લખેલાં નાટકો છે.

ભાઈબહેનના હેતનાં ઘણાં કાવ્યો આપણી ભાષામાં છે. ભાઈબહેનના હેતનું આ એક સુંદર કાવ્ય છે. કાવ્યમાં વાત તો સાદી છે, ભાઈ-બહેનને પીલુડાં ખાવાં છે તેની. પણ કાવ્યમાં ભાઈ-બહેનનો એકબીજા માટેનો પ્રેમ છલકાય છે એ એની વિશેષતા છે. પીલુડીનું વર્ણન પણ સરસ છે.



ભાઈ ! પેલી પીલુડી,
ઘેરી-ઘેરી પીલુડી,
આભલડામાં ચાંદરડાં,
પીલુડીમાં પીલુડાં.

હીરા-માણેક ઊગ્યાં ત્યાં !
ચાલો રમવા જઈશું ક્યાં ?

આભ-પીલુડી ભાઈ ચડ્યા,
ખંખેરી ત્યાં કર ખર્યા,
વીણતાં બ્હેની ખોળો ભરે,
ટપટપ બીજાં માથે પડે.

આશા બ્હેની ! ઉપર આવ !
પડ્યાં પીલુમાં આ શો ભાવ ?

## ટિપ્પણ

**ચાંદરડું** તારાઓનો ઝાંખો પ્રકાશ (અહીં) તારો **હીરો** ધોળા રંગનો એક કીમતી પથ્થર **આભ પીલુડી ભાઈ ચડ્યા** ભાઈ પીલુડી ઉપર ચડ્યો. કવિ એવી કલ્પના કરે છે કે જાણે પીલુડી એ આકાશ છે ને પીલુડાં એ હીરામાણેક જેવા તારા છે. **આશાબહેની** બહેનનું નામ આશા છે. **પડ્યાં પીલુમાં** નીચે પડેલાં પીલુડાંમાં **આ શો ભાવ ?** પીલુડી ઉપર ચડીને પીલુડાં ખાવાની મજા આવે. નીચે પડેલાં પીલુડાં ખાવામાં શી મજા આવે ?

## સ્વાધ્યાય

૧. બહેનને પીલુડી ઉપર ચડીને જ પીલુ ખાવાનું ભાઈ શા માટે કહે છે ?

૨. આ કાવ્યમાં કવિએ પીલુડીને આકાશ સાથે સરખાવી છે. નીચેનાં જોડકાંને યોગ્ય રીતે ગોઠવી, પીલુડી ને આકાશ વચ્ચેનું સરખાપણું બતાવો :

| | |
|---|---|
| પીલુડી | આકાશ વિશાળ છે. |
| પીલુડી ઘેરી છે. | આકાશમાં તારા છે. |
| પીલુડીમાં પીલુડાં છે. | આકાશ |

૩. ક. '**ઘેરી-ઘેરી** પીલુડી'માં 'ઘેરું' એટલે 'ગાઢ', પણ 'ઘેરું-ઘેરું' એટલે ખૂબ ગાઢ. આમ, શબ્દ બેવડાવાથી અર્થમાં ફેર પડ્યો તે જોઈ શકાશે. નીચેનાં બે-બે વાક્યોમાં લીટી દોરેલા શબ્દોના અર્થમાં શો ફેર પડે છે તે બતાવો :

૧. એ <u>મોડા</u> આવ્યા.
   એ <u>મોડામોડા</u> આવ્યા.

૨. ભાઈએ બહેનને <u>ઘણાં</u> પીલુડાં આપ્યાં.
   ભાઈએ બહેનને <u>ઘણાંઘણાં</u> પીલુડાં આપ્યાં.

૩. એ પરદેશ જઈને **ખૂબ** ભણ્યો.

એ પરદેશ જઈને **ખૂબખૂબ** ભણ્યો.

૪. મને **લાંબી** વાર્તા કહો.

મને **લાંબીલાંબી** વાર્તા કહો.

૫. 'ટપટપ બીજાં માથે પડે' આ પંક્તિમાં 'ટપટપ' શબ્દ પીલુડાં પડે છે ત્યારે કેવો અવાજ થાય તે બતાવે છે. આ ઉદાહરણ પ્રમાણે નીચે આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી ખાલી જગ્યા પૂરો :

ટનનન, ઢમઢમ, ખળખળ, છમછમ, સૂસૂ

૧. ........ નિશાળનો ઘંટ વાગ્યો.

૨. ઝરણું ........ વહેતું હતું.

૩. ........ ઝાંઝર ઝમકે છે.

૪. ........ પવન ફૂંકાવા લાગ્યો.

૫. ........ ઢોલ ઢબૂક્યા.

# ૧૬. કહેવતોમાં કાગડો

કાગડો આપણાં સૌને ખૂબ જ જાણીતું એવું પક્ષી છે. આ પાઠમાં કાગડાને લગતાં રૂઢિપ્રયોગો ને કહેવતો તમને રસ પડે તે રીતે રજૂ કરવામાં આવ્યાં છે. આ પક્ષી આપણા જીવન સાથે કેટલું બધું જોડાયેલું છે તેનો આના પરથી ખ્યાલ આવશે.



આજે વારેવારે બા આંગણામાં જાય છે, વળી પાછી આવે છે, વળી પાછી જાય છે. બહાર બારીએ બેસીને કા–કા કરે છે. મેં પૂછ્યું: "બા, આ કાગડો જેટલી વાર બોલે છે એટલી વાર તું બહાર કેમ જાય છે?"

"દીકરા, આજે ડુંગરમામા આવવા જોઈએ. કાગડો સવારનો મંડ્યો છે." બાએ કહ્યું.

"તે બા, કાગડો ડુંગરમામાને પૂછીને આવતો હશે?"

"તું તો બહુ ડાહ્યો, ભાઈ!" બાએ જરા હસીને કહ્યું: "એવું તે બનતું હશે કે? વર્ષોથી લોકો જે જોતા આવ્યા હોય તેના પરથી આવી માન્યતાઓ બંધાય છે. બહેન, પેલું કાગડાનું ગીત છે તે યાદ છે?"

"હા, બા ! પેલું–

કાગ, તારે સોનાની ચાંચ, કાગ, તારે રૂપાની પાંખ,
મારા મોંઘેરા મહેમાન આવે તો ઊડીને આઘેરો બેસ.

–એ ને ?

"બરાબર. આમ કહીએ ને જો કાગડો ઊડીને જરાક આઘો બેસે તો નક્કી કોઈ મહેમાન આવે."

"પણ બા, તું તો કાગડા સાથે આવી કંઈ વાત કરતી નથી !"

"સાચું, પણ એ તો મનમાં એમ થઈ જાય કે કાગડો બોલે ત્યારે મહેમાન આવે. ને ડુંગરમામાને આવ્યે ઝાઝા દિવસ થયા એટલે થયું કે કદાચ એ આવશે. હું તો એમની કાગને ડોળે વાટ જોઉં છું."

"કાગને ડોળે ?"

"હા. મટકું માર્યા વગર, તાકીતાકીને કોઈની રાહ જોતાં હોઈએ ત્યારે કાગને ડોળે રાહ જોઉં છું એમ કહેવાય."

એટલામાં નાની રતન રોતી-રોતી આવી. "એં .... એં .... બા, જો ને, પેલો છગન મને ખીજવે છે : કાગડાની કોટે રતન ! એં ...- એં ...."

છગન પાછળ-પાછળ જ આવ્યો.

કહે : "કાશીકાકી, હું એને ખીજવતો નહોતો. એ તો પેલો મણિયો ટપાલી એની ખખડી ગયેલી સાઇકલ ઉપર મજાની નવી ઘંટડી નખાવી લાવ્યો છે એટલે મેં એમ કહ્યું."

"બરાબર રતન, એ તો કહેવત છે : કાગડો દહીંથરું લઈ ગયો ! રતન, છગનની વાત સાચી હતી."

ત્યાં તો બાપુજી બહારથી આવ્યા. બા કહે : "તમે આ છોકરાંને પ્રદર્શન જોવા લઈ જવાના હતા તે ...."

"ત્યાં તો કાગડા ઊડે છે." બાપુજીએ બાને પૂરું બોલવાય ન દીધું : "એમાં કશું જોવા જેવું હોય એમ લાગતું નથી."

બા કહે : "તો કાંઈ નહિ, નકામો વખત શું કામ બગાડવો ? પેલા મથુરભાઈએ આ સાલ શેરડી કરી હતી તે તેમને ત્યાં વાઢ ફરે ત્યારે એકાદ માટલું ગોળનું આપણે લઈ લેજો."

"હા, બા ! પેલું –

કાગ, તારે સોનાની ચાંચ, કાગ, તારે રૂપાની પાંખ,
મારા મોંઘેરા મહેમાન આવે તો ઊડીને આઘેરા બેસ.

–એ ને ?

"બરાબર. આમ કહીએ ને જો કાગડો ઊડીને જરાક આઘો બેસે તો નક્કી કોઈ મહેમાન આવે."

"પણ બા, તું તો કાગડા સાથે આવી કંઈ વાત કરતી નથી !"

"સાચું, પણ એ તો મનમાં એમ થઈ જાય કે કાગડો બોલે ત્યારે મહેમાન આવે. ને ડુંગરમામાને આવ્યે ઝાઝા દિવસ થયા એટલે થયું કે કદાચ એ આવશે. હું તો એમની કાગને ડોળે વાટ જોઉં છું."

"કાગને ડોળે ?"

"હા. મટકું માર્યા વગર, તાકીતાકીને કોઈની રાહ જોતાં હોઈએ ત્યારે કાગને ડોળે રાહ જોઉં છું એમ કહેવાય."

એટલામાં નાની રતન રોતી-રોતી આવી. "એં .... એં .... બા, જો ને, પેલો છગન મને ખીજવે છે : કાગડાની કોટે રતન ! એં ...- એં ...."

છગન પાછળ-પાછળ જ આવ્યો.

કહે : "કાશીકાકી, હું એને ખીજવતો નહોતો. એ તો પેલો મણિયો ટપાલી એની ખખડી ગયેલી સાઇકલ ઉપર મજાની નવી ઘંટડી નખાવી લાવ્યો છે એટલે મેં એમ કહ્યું."

"બરાબર રતન, એ તો કહેવત છે : કાગડો દહીંથરું લઈ ગયો ! રતન, છગનની વાત સાચી હતી."

ત્યાં તો બાપુજી બહારથી આવ્યા. બા કહે : "તમે આ છોકરાંને પ્રદર્શન જોવા લઈ જવાના હતા તે ...."

"ત્યાં તો કાગડા ઊડે છે." બાપુજીએ બાને પૂરું બોલવાય ન દીધું : "એમાં કશું જોવા જેવું હોય એમ લાગતું નથી."

બા કહે : "તો કાંઈ નહિ, નકામો વખત શું કામ બગાડવો ? પેલા મથુરભાઈએ આ સાલ શેરડી કરી હતી તે તેમને ત્યાં વાઢ ફરે ત્યારે એકાદ માટલું ગોળનું આપણે લઈ લેજો."

"અરે, વાઢ કેવો અને વાત કેવી! મથુરભાઈ વળી શેરડીની એવી કરે? કાગડો હંસની ચાલ ચાલવા ગયો, પણ એની આવડત શી? મથુરભાઈએ મગનકાકાનો વાદ કરીને શેરડી તો વાવી, પણ બિચારા ફાવ્યા નહિ."

"તો મથુરભાઈ તો એમ કહેતા હતા કે મગનકાકાના વાઢમાં કંઈ માલ નથી."

વળી પાછી રતન રોતી-રોતી આવી : "એં .... એં .... બા, જો ને આ છગન!"

"છગન, તુંયે શું એને પજવે છે?" બાએ છગનને ડાર્યો.

"ના, કાકી, અમે તો ગમ્મત કરતાં હતાં." છગને કહ્યું.

"હા, પણ હાડિયાભાઈને હસવું થાય ને દેડકાભાઈના પ્રાણ જાય." બાની વાતમાં વળી પાછો હાડિયો આવ્યો : "ને છગન, તુંયે આવડો મોટો એ નાનાં છોકરાં ભેગો રમે તે કેવું લાગે! પારેવામાં જાણે કાગડો!"

"બા, તને આજે કાગડો જ વારેવારે યાદ આવે છે!"

"હા, વાત તો સાચી. કાગડો આપણા આંગણાનું પાદરનું પંખી છે, એટલે એ આપણો નિતનો પાડોશી છે. તેથી આપણી ભાષાની કહેવતોમાં પણ કાગડો આટલો બધો આવે છે. કાગનું બેસવું ને તાડનું પડવું એવી રીતે નહિ, પણ એનાં લક્ષણોનો પણ બરાબર પરિચય થયા પછી જ એના વિશે રૂઢિપ્રયોગો અને કહેવતો બંધાયાં છે.

"બા, તેં તો એમ કહેતાં-કહેતાંય પાછી કાગડાની એક કહેવત કહી નાખી!"

એટલામાં બહારથી કોઈએ બૂમ મારી : "એય જીવાભાઈ, ઘરમાં છો કે?"

બાપુજી એકદમ બારણાં તરફ જવા લાગ્યા ત્યાં રતનનું દફતર એમની અડફેટમાં આવી ગયું. રતન દફતર બરાબર ગોઠવીને ક્યારેય રાખતી નથી. બાપુજી કહે : "આ કાગડાના માળા જેવું દફતર કોનું છે? જો, આ સ્લેટના ટુકડા થઈ ગયા." ત્યાં તો બહારથી અમથાકાકા ઘરમાં આવ્યા.

"જીવાભાઈ, પેલો ડુંગર ઓણ સાલ તમાકુ સારી પાકી તો ફૂલ્યો સમાતો નથી!"

"અમથાભાઈ, ભલે ને એ ફુલાવું હોય તેટલું ફુલાય. કાગડાને શ્રાદ્ધ સોળ દહાડા!" બાપુજીએ કહ્યું.

"અરે, રતન, બાબા, ક્યાં ગયાં? તમારા ડુંગરમામા આજ આવવાના છે. કાલે મને અમદાવાદમાં મળ્યા હતા તે કહેતા હતા. કહે તારી બાને કંસાર રાંધે."

આ સાંભળીને બા તો રસોડામાંથી દોડતી આવી કહે: "આજે તો મને સવારથી થતું હતું કે ભાઈ આવશે. ઊઠ્યા ત્યારનો આજ કાગડો બોલે છે."

"લો, તો તો હવે રાંધો કંસાર! હમણાં આવવા જ જોઈએ."

વાત ચાલતી હતી ત્યાં જ રતનને પીઠ પર બેસાડી "લ્યો રે, ખજૂર-કોપરાં, લ્યો કાશિયાકોળું ...." બોલતા ડુંગરમામા આવ્યા. બાએ ઓવારણાં લીધાં. બધાંએ એકબીજાનાં ખબરઅંતર પૂછ્યાં. "ચાલો, એક કંસાર એકલો જ બાકી છે, બાકી બધી રસોઈ થઈ ગઈ છે. ઝટ કંસાર રાંધી કાઢું." કહી બા રસોડામાં ગઈ. અમથાકાકા, બાપુજી ને મામા વાતે વળગ્યા. અમે બધા ઘરઘર રમવા ઓસરીમાં ટોળે વળ્યાં.

## ટિપ્પણ

**મંડવું** એકધારું લાગ્યા રહેવું **મટકું માર્યા વગર** સતત **દહીંથરું** મેંદાની એક જાતની પોચી પૂરી **વાઢમાં કંઈ માલ નથી** શેરડીનો પાક સારો નથી. **અડફેટમાં આવવું** અથડાઈ પડવું, વચ્ચે આવવું

## સ્વાધ્યાય

૧. આ પાઠમાં કાગડા વિશે રજૂ થયેલ કહેવતો અને રૂઢિપ્રયોગોવાળાં વાક્યોની યાદી બનાવો.

૨. નીચે **અ** વિભાગમાં કાગડાને લગતી કહેવત કે રૂઢિપ્રયોગ અને **આ** વિભાગમાં એના અર્થ આડાઅવળા ક્રમમાં આપેલા છે. જે-તે કહેવત કે રૂઢિપ્રયોગને તેના યોગ્ય અર્થ સાથે જોડો:

| અ | આ |
|---|---|
| ૧. કાગને ડોળે રાહ જોવી | ૧. ઉજ્જડ હોવું |
| ૨. કાગડાની કોટે રતન | ૨. આવડત વિનાનાએ આવડતવાળાની જેમ વર્તવું |

"અમથાભાઈ, ભલે ને એ ફુલાવું હોય તેટલું ફુલાય. કાગડાને શ્રાદ્ધ સોળ દહાડા !" બાપુજીએ કહ્યું.

"અરે, રતન, બાબા, ક્યાં ગયાં ? તમારા ડુંગરમામા આજ આવવાના છે. કાલે મને અમદાવાદમાં મળ્યા હતા તે કહેતા હતા. કહે તારી બાને કંસાર રાંધે."

આ સાંભળીને બા તો રસોડામાંથી દોડતી આવી કહે : "આજે તો મને સવારથી થતું હતું કે ભાઈ આવશે. ઊઠયા ત્યારનો આજ કાગડો બોલે છે."

"લો, તો તો હવે રાંધો કંસાર ! હમણાં આવવા જ જોઈએ."

વાત ચાલતી હતી ત્યાં જ રતનને પીઠ પર બેસાડી "લ્યો રે, ખજૂર-કોપરાં, લ્યો કાશિયાકોળું ...." બોલતા ડુંગરમામા આવ્યા. બાએ ઓવારણાં લીધાં. બધાંએ એકબીજાનાં ખબરઅંતર પૂછયાં. "ચાલો, એક કંસાર એકલો જ બાકી છે, બાકી બધી રસોઈ થઈ ગઈ છે. ઝટ કંસાર રાંધી કાઢું." કહી બા રસોડામાં ગઈ. અમથાકાકા, બાપુજી ને મામા વાતે વળગ્યા. અમે બધા ઘરઘર રમવા ઓસરીમાં ટોળે વળ્યાં.

## ટિપ્પણ

**મંડવું** એકધારું લાગ્યા રહેવું **મટકું માર્યા વગર** સતત **દહીંથરું** મેંદાની એક જાતની પોચી પૂરી **વાઢમાં કંઈ માલ નથી** શેરડીનો પાક સારો નથી. **અડફેટમાં આવવું** અથડાઈ પડવું, વચ્ચે આવવું

## સ્વાધ્યાય

૧. આ પાઠમાં કાગડા વિશે રજૂ થયેલ કહેવતો અને રૂઢિપ્રયોગોવાળાં વાકયોની યાદી બનાવો.

૨. નીચે **અ** વિભાગમાં કાગડાને લગતી કહેવત કે રૂઢિપ્રયોગ અને **આ** વિભાગમાં એના અર્થ આડાઅવળા ક્રમમાં આપેલા છે. જે-તે કહેવત કે રૂઢિપ્રયોગને તેના યોગ્ય અર્થ સાથે જોડો :

| અ | આ |
|---|---|
| ૧. કાગને ડોળે રાહ જોવી | ૧. ઉજ્જડ હોવું |
| ૨. કાગડાની કોટે રતન | ૨. આવડત વિનાનાએ આવડતવાળાની જેમ વર્તવું |

| | |
|---|---|
| ૩. કાગડો દહીંથરું લઈ ગયો | ૩. કાર્યકારણનો સંબંધ ન હોય તેવા બે બનાવો એકીસાથે બનવા |
| ૪. હાડિયાભાઈને હસવું થાય ને દેડકાભાઈના પ્રાણ જાય | ૪. અમુક સમૂહમાં કોઈ વ્યક્તિનું ન શોભે એવી રીતે ભળવું તે |
| ૫. કાગડા ઊડવા | ૫. ખૂબ આતુરતાથી રાહ જોવી |
| ૬. કાગડાએ હંસની ચાલ ચાલવી | ૬. સારી વસ્તુનું લાયકાત વગરના માણસના હાથમાં જવું |
| ૭. કાગનું બેસવું ને તાડનું પડવું | ૭. અણઘટતું જોડાણ |
| ૮. પારેવામાં કાગડો | ૮. નિર્બળના ભોગે બળવાને આનંદ માણવો |

૩. ક. કાગડાને લગતા બીજા કેટલાક પ્રયોગો નીચે આપ્યા છે. આ પ્રયોગોના અર્થ લખો :

કાગનું પીંછ થવું, કાગડાના માળા જોવું, કાગાનીંદર, કાગારોળ, કાગડાની કોટે કંકોતરી, કાગડાની નજરે જોવું

ખ. નીચેના શબ્દો ફરી લખો :

આંગણું, ઝાડું, દહીંથરું, પ્રાણ

**આટલું કરો :**

'કાગડો : આપણું આંગણાનું પક્ષી' આ વિષય પર દસ વાકયો લખો.

## ૧૭. ઝાડની માયા

**સુરેશ દલાલ**

શ્રી સુરેશ દલાલ [જન્મ : ૧૯૩૨] મુંબઈમાં રહે છે. તેઓ કૉલેજમાં અધ્યાપક છે અને આપણા એક સારા કવિ છે. તેઓ બાળકાવ્યો પણ સરસ લખે છે. "ભિલ્લુ," "ઇટ્ટાકિટ્ટા," "અલકચલાણું" વગેરે એમનાં બાળકાવ્યોનાં પુસ્તકો છે.

આપણે આપણી આસપાસ વૃક્ષો જોઈએ છીએ. વૃક્ષોના આપણા પર ઘણા ઉપકારો છે. એક બાળકને ઝાડ પ્રત્યે કેટલી બધી માયા-મમતા છે તે કવિએ આ કાવ્યમાં બતાવ્યું છે. એ બાળક તમે પણ કેમ ન હો !

---

મને એકએક ઝાડની માયા
કે ઝાડ મને લાગે નહિ કોઈ દી' પરાયાં !
ઝાડ ઉપર ફૂલ થઈ ફૂટું
ને પંખી થઈ બાંધું હું માળો,
ખિસકોલી થઈને હું દોડ્યા કરું છું
ભલે ઉનાળો હોય કે શિયાળો.
મને એકએક ઝાડની માયા
કે ઝાડ મને લાગે નહિ કોઈ દી' પરાયાં !
ઝાડની હું ડાળી, અને ઝાડનું હું થડ :
હું તો પાંદડાં, ને ઝાડનું હું મૂળ છું.
ઝાકળની જેમ હું તો વળગું છું ઝાડને
ને સોનેરી કિરણોની ધૂળ છું.
લીલા વાયરાઓ વાયા
કે ઝાડ મને લાગે નહિ કોઈ દી' પરાયાં !

## ટિપ્પણ

પરાયાં પારકાં **મને …… છાયા** એકેએક ઝાડ મને
છે. **લીલાલીલા વાયરાઓ** લીલાંછમ વૃક્ષો પરથી

## સ્વાધ્યાય

રાયું શા માટે નથી લાગતું ?
ખિસકોલી થઈ શકે તો ઝાડ સાથેનો એનો સંબંધ

અંગ છે એવો ભાવ બતાવતી પંક્તિઓ કઈ છે ?

ઝાડ વિશે સાત-આઠ વાક્યો લખો. (૨) 'ઝાડની
સામે બોલો.

## ૧૮. નાની ઘટના

અમેરિકા જેવા સુધરેલા દેશમાં પણ કાળાગોરાનો ભેદ છે. હબસીઓ કાળા છે એટલે અમેરિકાના ગોરા લોકો એમને ઘણા અન્યાયો કરે છે. હવે આ અન્યાયોનું પ્રમાણ ઘટ્યું છે, પરંતુ એક જમાનામાં અમેરિકામાં હબસીઓને પાર વગરની હેરાન-ગતિ વેઠવી પડતી હતી. એવા એક સમયની વાત આ પાઠમાં છે. એ વખતે હબસીઓ બસમાં ગોરાઓની મહેરબાનીથી જ બેસી શકતા. હબસીઓએ આ અન્યાયી કાયદાનો વિરોધ કેવી રીતે કર્યો તે વાત આ પાઠમાં કરવામાં આવી છે. હબસીઓના નેતા માર્ટિન લ્યુથર કિંગે હબસીઓને થતા અન્યાયોનો સામનો ગાંધીજીએ બતાવેલા રસ્તે કર્યો તે બાબત અગત્યની છે.

ઘટના જુઓ તો સાવ નાની !

દિવસ આખાના કામથી થાકીને એક હબસી સ્ત્રી સાંજે ઘર તરફ વળતી હતી. ટિકિટ લઈને એ બસમાં બેઠી. બસ ભરેલી હતી, પણ આગળની થોડી બેઠકો ખાલી હતી તેમાંથી એક ઉપર એ બેઠી. બસ પાછી ઊપડી. બીજા થોભે બસ ઊભી રહી. ત્યાં બીજા કેટલાક ગોરા મુસાફરો ચડ્યા. બસના ડ્રાઇવરે પેલી સ્ત્રીને ઊઠી જવા કહ્યું. સ્ત્રીએ માન્યું નહિ. ડ્રાઇવરે પોલીસને બોલાવ્યો. પોલીસ પેલી સ્ત્રીને પકડીને થાણે લઈ ગયો.

એ સ્ત્રીનું નામ રોઝા પાર્કસ, અને આ ઘટના બની ગઈ ઈ. સ. ૧૯૫૫ના ડિસેમ્બરની પહેલી તારીખે. આ ઘટના ક્યાં બની એ તમે જાણો છો ? આજે સૌથી વધારે સુધરેલા ગણાતા અમેરિકા દેશના મોન્ટ-ગોમરી શહેરમાં.

રોઝાએ થાણામાંથી ટેલિફોન કરીને શ્રીયુત નિક્સન નામના પોતાના એક પરિચિતને થાણે બોલાવ્યા. એમણે પોતે જામીન થઈને રોઝાને છોડાવી. રોઝાએ પોતે આવું કાંઈ પણ કરશે એમ આગળથી વિચાર્યું નહોતું. એ હતી થાકેલી, કંટાળેલી. તેથી બેઠક પરથી ઊઠી નહિ. આ સાવ નાની ઘટના પછીથી કેવી મોટી બની ગઈ, એ જાણવા જેવું છે.

નિક્સને મોન્ટગોમરીની હબસી વસ્તીને એ જ રાતના ઠેકઠેકાણે ટેલિફોન કરીને આ વાતની જાણ કરી. હબસીઓએ આજ સુધી ઘણું સહન કર્યું હતું. અમેરિકાના કાયદા પ્રમાણે બસમાં આગળની બેઠકો ગોરા

લોકો માટે અલગ રખાતી. એ બેઠકો પર હબસીઓએ બેસવાનો અધિકાર નહિ અને હબસીઓ માટેની પાછળની બેઠકો પણ ગોરાઓ વધારે આવે, તો હબસીઓ બેઠા હોય તોય ઊઠીને એમણે ખાલી કરી આપવી પડતી. એટલું જ નહિ, પણ બસને આગલે દરવાજેથી ડ્રાઇવર પાસેથી ટિકિટ લઈ નીચે ઊતરી બસને પાછલે દરવાજેથી હબસીઓએ બસમાં ચડવું પડતું અને એમ કરવા જતાં કોઈ-કોઈ તુમાખી ડ્રાઇવર બસ ઉપાડી મૂકતો અને ટિકિટ લીધા છતાં હબસીઓ બસમાં બેસવા પામતા નહિ! આવાં તો ઘણાં અપમાન હબસીઓને વેઠવાં પડતાં.



નિક્સન બીજે દિવસે સવારમાં માર્ટિન લ્યુથર કિંગ પાસે ગયો અને માંડીને બધી વાત કહી. એણે કહ્યું : "આપણે આવું-આવું ઘણું વેઠ્યું છે. હવે આપણે બસનો બહિષ્કાર કરવો જોઈએ."

માર્ટિન ત્યાંનો પાદરી હતો. એ ચર્ચમાં પાદરી હતો ત્યાં સભા ભરવાનું નક્કી થયું. એ પ્રમાણે સભા ભરાઈ. માર્ટિને સભામાં કહ્યું : "ધર્મને કેવળ સ્વર્ગની સાથે જ નિસ્બત નથી, ધર્મ ઘરની સાથેય સંબંધ રાખે છે. માણસને મૂંઝવી નાખે તેવી સ્થિતિ હોય, અને જો ધર્મ કંઈ ન કરે તો એ ધર્મ નથી, ધૂળ છે."

લોકો માટે અલગ રખાતી. એ બેઠકો પર હબસીઓને બેસવાનો અધિકાર નહિ અને હબસીઓ માટેની પાછળની બેઠકો પણ ગોરાઓ વધારે આવે, તો હબસીઓ બેઠા હોય તોય ઊઠીને એમણે ખાલી કરી આપવી પડતી. એટલું જ નહિ, પણ બસને આગલે દરવાજેથી ડ્રાઇવર પાસેથી ટિકિટ લઈ નીચે ઊતરી બસને પાછલે દરવાજેથી હબસીઓએ બસમાં ચડવું પડતું અને એમ કરવા જતાં કોઈ-કોઈ તુમાખી ડ્રાઇવર બસ ઉપાડી મૂકતો અને ટિકિટ લીધા છતાં હબસીઓ બસમાં બેસવા પામતા નહિ ! આવાં તો ઘણાં અપમાન હબસીઓને વેઠવાં પડતાં.



નિક્સન બીજે દિવસે સવારમાં માર્ટિન લ્યુથર કિંગ પાસે ગયો, અને માંડીને બધી વાત કહી. એણે કહ્યું : "આપણે આવું-આવું ઘણું વેઠ્યું છે. હવે આપણે બસનો બહિષ્કાર કરવો જોઈએ."

માર્ટિન ત્યાંનો પાદરી હતો. એ ચર્ચમાં પાદરી હતો ત્યાં સભા ભરવાનું નક્કી થયું. એ પ્રમાણે સભા ભરાઈ. માર્ટિને સભામાં કહ્યું : "ધર્મને કેવળ સ્વર્ગની સાથે જ નિસ્બત નથી, ધર્મ ઘરની સાથેય સંબંધ રાખે છે. માણસને મૂંઝવી નાખે તેવી સ્થિતિ હોય, અને જો ધર્મ કંઈ ન કરે તો એ ધર્મ નથી, ધૂળ છે."

સભામાં એક વાત તો નક્કી થઈ કે સોમવાર પાંચમી ડિસેમ્બરથી બધા હબસીઓએ બસનો બહિષ્કાર કરવો. મોન્ટગોમરીમાં ત્યારે પચાસ હજાર જેટલા હબસીઓ વસતા હતા.

પાંચમીએ સવારની વહેલી બસ છ વાગ્યાની હતી. બસ ખાલીખમ! બસનો વધારે ઉપયોગ તો હબસીઓ જ કરતા હતા. આજથી એમણે એ બસનો બહિષ્કાર કર્યો હતો. વહેલી સવારથી જ હબસીઓ–વૃદ્ધો, વૃદ્ધાઓ, જુવાન સ્ત્રીપુરુષો, વિદ્યાર્થીઓ સૌ ચાલીને પોતપોતાને કામે જવા લાગ્યાં. કેટલાંકને તો જતાં-આવતાં પંદરવીસ કિલોમીટર જેટલું ચાલવાનું થતું! પણ પોતાની સ્વતંત્રતા અને સ્વાભિમાનનું જતન કરવાને ગમે તે સહન કરવું પડે તોપણ એ માટે જેઓ તૈયાર થાય છે તેમને કશું વસમું લાગતું નથી.

માર્ટિન હબસીઓના પ્રિય નેતા હતા. ગાંધીજીનાં લખાણોની એમના પર ઊંડી અસર હતી. ખ્રિસ્તી ધર્મમાં એમને પૂરી આસ્થા હતી. એમણે કહ્યું: "આપણે બસ-કંપનીવાળાનો ધંધો બંધ કરવો નથી. એ ધંધામાં જેટલું ખોટું છે તેટલું ટાળવું છે. એટલે આ બહિષ્કાર નથી, આને અસહકાર કહેવાય. જે ખોટું છે તેની સાથે સહકાર ન કરાય."

બીજે દિવસે રોઝાનો કેસ ચાલ્યો, ને એને ગુનેગાર ઠરાવવામાં આવી. પણ હબસીઓએ બસનો અસહકાર ચાલુ રાખ્યો. લગભગ એક વરસ સુધી આ અસહકાર ચાલુ રહ્યો. આખરે ઈ. સ. ૧૯૫૬ના નવેમ્બરની ૧૩મી તારીખે અમેરિકાની મોટી અદાલતે જાહેર કર્યું: આલાબામા રાજ્યમાં બસમાં બેસવા સંબંધી વર્ણભેદનો જે કાયદો છે તે ખોટો છે.

માર્ટિન લ્યુથર કિંગની આગેવાની હેઠળ ચાલેલી અસહકારની આ લડત એ ખરેખરો સત્યાગ્રહ છે. સત્યનો આખરે વિજય થાય છે. આ લડતમાં વિજય મળ્યો એટલે માર્ટિન આખી દુનિયામાં 'અમેરિકાના ગાંધી' તરીકે ઓળખાયા.

### ટિપ્પણ

**હબસી** આફ્રિકાનો વતની. હબસીઓ રંગે કાળા, જાડા હોઠવાળા, વાંકડિયા બરછટ વાળવાળા હોય છે. અમેરિકામાં પણ હબસીઓ સારી એવી સંખ્યામાં રહે છે. **થોભો** (બસ) થોભવાની જગ્યા **થાણું** પોલીસચોકી **શ્રીયુત** પુરુષના નામ આગળ માન દર્શાવવા આ શબ્દ વપરાય છે. **જામીન થવું** ગુનો કરવાના આરોપસર

કોઈ માણસને પોલીસ પકડી જાય ત્યારે બીજું કોઈ, પોલીસ કે અદાલત કહે ત્યારે એ હાજર થશે એવી, એના વતી ખાતરી આપે, એ અંગેની જવાબદારી લે, તે એના જામીન થયા કહેવાય. **તુમાખી** અભિમાની **નિસ્બત** સંબંધ **બહિષ્કાર કરવો** ત્યાગ કરવો, અસ્વીકાર કરવો **સ્વાભિમાન** સ્વ + અભિમાન—પોતાના માટેનું અભિમાન—સ્વમાન **આસ્થા** શ્રદ્ધા **વર્ણભેદ** વર્ણ એટલે રંગ; ચામડીના રંગને કારણે વ્યક્તિ સાથેના વ્યવહારમાં રાખવામાં આવતો ભેદભાવ

## સ્વાધ્યાય

૧. બસ-ડ્રાઇવરે રોઝાને બેઠક ઉપરથી ઊઠી જવા શા માટે કહ્યું ?

૨. રોઝાએ બસ-ડ્રાઇવરની વાત ન માની એનું શું પરિણામ આવ્યું ?

૩. બસના કાયદાને લીધે હબસીઓને કેવાં અપમાન સહન કરવાં પડતાં હતાં ?

૪. માર્ટિને હબસીઓને ધર્મ અંગે શી સમજણ આપી ?

૫. હબસીઓએ બસના કાયદાનો કેવી રીતે વિરોધ કર્યો ?

૬. ખાલી જગ્યા પૂરો :

 ૧. આ પાઠમાં બનેલી ઘટના અમેરિકાના...... શહેરની છે.
 ૨. ......હબસીઓના પ્રિય નેતા હતા.
 ૩. માર્ટિન પર......માં લખાણોની ઊંડી અસર હતી.
 ૪. આ લડત પછી માર્ટિન આખી દુનિયામાં...... તરીકે ઓળખાયા.

૭. ક. નીચે આપેલા શબ્દોમાંથી જે-તે ખાલી જગ્યામાં યોગ્ય શબ્દ મૂકો :
 વર્ણભેદ, અસહકાર, બહિષ્કાર, સત્યાગ્રહ, સ્વાભિમાન
 ૧. પોતાની જાત વિશેનું ગૌરવ તે......
 ૨. ચામડીના રંગના કારણે કોઈની સાથેના વર્તનમાં રખાતો ભેદભાવ તે ......
 ૩. કોઈ વ્યક્તિ કે એનાં કાર્યોનો અસ્વીકાર કરવો તે......
 ૪. કોઈ વ્યક્તિ કે કાયદા સામેના વિરોધમાં વ્યક્તિ કે સંસ્થાને સહકાર ન આપવો તે......
 ૫. સત્યના આગ્રહ માટે અહિંસક લડત આપવી તે......

 ખ. નીચેનું વાક્ય વાંચો :
 પાંચમીએ સવારની વહેલી બસ ૭ વાગ્યાની હતી. બસ **ખાલીખમ** !
 ઉપરના વાક્યમાં **ખાલીખમ** એટલે ખાલી એમ નહિ, પણ તદ્દન ખાલી એવો અર્થ છે. આ બાબત ધ્યાનમાં રાખી નીચેના શબ્દોના અર્થ સમજાવો :
 કાળુંધબ, પીળુંપચ, રાતુંચોળ, સીધુંસટ

# ૧૯. કબૂતરોનું ઘૂ ઘૂ ઘૂ

**મીનપિયાસી**

આ કાવ્યના કવિ 'મીનપિયાસી' [જન્મ : ૧૯૧૦]નું મૂળ નામ દિનકરરાય કેશવલાલ વૈદ્ય છે. એઓ ચુડા [જિ. સુરેન્દ્રનગર]ના વતની છે, ને આપણી ભાષાના એક સારા કવિ છે.

કવિએ કાવ્યની શરૂઆતમાં જુદાંજુદાં પક્ષીઓની બોલી કેવી છે એની વાત કરી છે. પણ કવિને વાત તો બીજી જ કરવી છે. હવે સમાનતાનો-સરખાપણાનો સમય થયો છે. ગરીબ ને શ્રીમંત એવા ભેદભાવો દૂર કરવા જોઈએ. દુઃખીઓનાં દુઃખો દૂર કરવા આપણે આપણાથી બનતું બધું જ કરી છૂટવું જોઈએ એમ પણ કવિએ કહ્યું છે.

---



કબૂતરોનું ઘૂ ઘૂ ઘૂ,<br>
કોયલ કૂંજે કૂ કૂ કૂ,<br>
'ને ભમરા ગુંજે ગૂં ગૂં ગૂં<br>
કબૂતરોનું ઘૂ ઘૂ ઘૂ.

ચકલાં-ઉંદર ચૂં ચૂં ચૂં, ને છછૂંદરોનું છૂં છૂં છૂં,<br>
કૂજનમાં શી કક્કાવારી ? હું કુદરતને પૂછું છું,<br>
ઘુવડ સમા ઘુઘવાટા કરતો માનવ ઘૂરકે હું હું હું,<br>
કબૂતરોનું ઘૂ ઘૂ ઘૂ.

લખપતિઓના લાખ નફામાં સાચું-ખોટું કળવું શું ?<br>
ટંકટંકની રોટી માટે રંકજનોને રળવું શું ?<br>
હરિ ભજે છે હાલો પેલો : પીડિતોનો પરભુ તું ! પરભુ તું !<br>
કબૂતરોનું ઘૂ ઘૂ ઘૂ.

સમાનતાનો સમય થયો ત્યાં ઊંચું શું ને નીચું શું ?
ફૂલ્યાફાલ્યા ફરી કરો કાં ફણીધરો-શા ફૂં ફૂં ફૂં ?
થોભી જાતા થાંથા થૈને સમાજ કરશે થૂ થૂ થૂ !
કબૂતરોનું ઘૂ ઘૂ ઘૂ.

પરમેશ્વર તો પહેલું પૂછશે : કોઈનું સુખદુઃખ પૂછ્યું' તું ?
દર્દભરી દુનિયામાં જઈને કોઈનું આંસુ લૂછ્યું' તું ?
ગેંગેંફેંફેં કરતાં કહેશો : હું હું હું ! શું ? શું ? શું ?
કબૂતરોનું ઘૂ ઘૂ ઘૂ.

## ટિપ્પણ

**કૂજન** (પક્ષીઓનું) મધુર ગાન **પીડિત** દુઃખી **સમાનતાનો સમય થવો** સમાજમાં કેટલાક માણસો ગરીબ હોય અને કેટલાક માણસો પૈસાદાર હોય તે ચાલી શકે નહિ. આ દેશના બધા નાગરિકો સરખા છે. **ફૂલ્યાફાલ્યા ફરવું** અભિમાન રાખવું **ફણીધર** (ફણાધર-ફણા એટલેકે ફેણ ધારણ કરનાર) નાગ **થાંથું** ધીમું **થોભી જાતા થાંથા થઈને** સમાજની પ્રગતિ ધીમી પાડી દેશો (તો) **થૂ થૂ કરવું** તિરસ્કાર કરવો **આંસુ લૂછવું** દુઃખ દૂર કરવું **ગેંગેંફેંફેં કરવું** ગભરાટને કારણે જવાબ ન સૂઝવાથી બોલવામાં લોચા વળવા તે

## સ્વાધ્યાય

૧. ગરીબોની સ્થિતિ કેવી છે ?
૨. સમાનતાના આ સમયમાં ઊંચનીચના ભેદભાવ જવા જોઈએ એમ કવિએ કાવ્યની કઈ પંક્તિઓમાં કહ્યું છે ?
૩. એક માણસે બીજા માણસના સુખદુઃખમાં ભાગ લેવો જોઈએ એવો ભાવ કાવ્યની કઈ પંક્તિઓમાં છે ?
૪. ક. નીચે **અ** વિભાગનાં નામો સાથે **આ** વિભાગમાંથી યોગ્ય રીતે જોડકાં બનાવો.

| અ | આ |
|---|---|
| કબૂતર | ચૂં ચૂં ચૂં |
| કોયલ | છૂં છૂં છૂં |
| ભમરા | થૂ થૂ થૂ |
| ચકલા-ઉંદર | ઘૂ ઘૂ ઘૂ |
| છછૂંદર | કૂ કૂ કૂ |
| | શું શું શું |
| | ગૂં ગૂં ગૂં |

ખ. નીચેની પંક્તિ વાંચો :

કૂજનમાં શી કક્કાવારી? હું કુદરતને પૂછું છું.

આ પંક્તિમાં 'ક' વર્ણ (અક્ષર) વારંવાર આવ્યો છે ને તેથી કાવ્ય-પંક્તિ કાનને ગમે છે.

નીચેની કાવ્ય પંક્તિઓમાં કયાકયા વર્ણો વારંવાર આવે છે તે કહો :

૧. કોયલ કૂજે કૂ કૂ કૂ
૨. ચકલા-ઉંદર ચૂં ચૂં ચૂં ને છછૂંદરોનું છૂં છૂં છૂં
૩. ઘુવડ સમા ઘુઘવાટા કરતો માનવ ઘૂરકે હું હું હું
૪. ફૂલ્યાફાલ્યા ફરી કરો કાં ફણીધરો શા ફૂં ફૂં ફૂં
૫. થોભી જાતા થાંથા થઈને સમાજ કરશે થૂ થૂ થૂ

## ૨૦. વહાલાં પંખીડાં

મહાત્મા ગાંધીજીએ બાળકોને લખેલા પત્રો અહીં આપ્યા છે. આ પત્રોમાં બાળકોને ગાંધીજીએ કેટલીક શિખામણો આપી છે. પણ આ શિખામણમાં ગાંધીજીનો બાળકો માટેનો ઊંડો પ્રેમ નીતરે છે. આ પત્રો તમને લખ્યા છે એમ માની બાપુજીની વાત જીવનમાં ઉતારવા પ્રયત્ન કરજો



[ ૧ ]

વહાલાં પંખીડાં,

તમારી આસપાસ રોજ એટલું બન્યા કરે છે કે તમે એનું અવલોકન કરતાં હો તો તમે પાનાં ભરી મૂકો એટલું લખી શકો. જ્યારે મને કાગળ લખવા બેસો ત્યારે કાંઈ સૂઝે નહિ ? દિવસમાં જે કર્યું, જે જોયું, જે વિચાર્યું એ બધું લખાય. કોઈ દિવસ આનંદમાં જાય તો એ કેમ ગયો, દુઃખમાં જાય તો એમ કેમ ? કોઈ દિવસે સારા વિચારો આવ્યા, કોઈ દિવસે ખરાબ – આ બધું વર્ણવી શકાય. એવું પણ બનતું હશે કે આવું

બધું કાગળમાં લખાય કે નહિ તેને જ વિશે તમને શંકા હોય, તો જાણજો, એવી શંકાનું કારણ નથી. જેમ મારી સાથે વાત કરતાં હો તેમ લખી શકાય.

હવે હું જોઈશ કે આવતે અઠવાડિયે તમે કેટલાં આગળ વધ્યાં છો!

કાગળ લખવાની પણ કળા છે. આપણી બધી કળા સત્યની પૂજામાંથી નીકળે છે. સારો કાગળ લખવો છે; તેમાં સાચું જ લખવું છે; તેમાં પ્રેમ જ રેડવો છે. આમ વિચાર કરી જે લખવા બેસે તે સરસ જ લખે – કેમકે સત્ય એ જ ઈશ્વર છે, ને સત્યને સાક્ષી કરી, તેને આરાધી, આપણે જે કાંઈ કરીએ કે બોલીએ તેમાં કળા સહેજે આવી જાય.

બાપુના આશીર્વાદ

[ ૨ ]

વહાલાં બાળકો,

ન બોલે તેને બોલાવજો, જે ન આવે તેને ઘેર જજો, જે રિસાય તેને રીઝવજો, અને આ બધું તેના ભલાને સારુ નહિ, પણ તમારા ભલાને સારુ કરજો. જગત લેણદાર છે, આપણે તેના કરજદાર છીએ.

દિવાળી

મંગળવાર, સંવત ૧૯૮૩ બાપુના આશીર્વાદ

૨૫–૧૦–૧૯૨૭

[ ૩ ]

વહાલાં પંખીડાં,

પંખીઓ પાંખો વગર ઊડી શકતાં નથી. પાંખો હોય તો આપણે બધાં પણ ઊડી શકીએ. પણ પાંખો વગર ઊડતાં શીખો, તો તમારી બધી મુશ્કેલી ટળી જાય. એ કેમ કરવું એ હું તમને શીખવું. મને પાંખો નથી, છતાં મારા વિચારો ઊડીને તમારી પાસે પહોંચી જાય છે. જુઓ, આ અહીં વિમળા છે, આ હરિ છે ને ત્યાં ધર્મકુમાર છે! મને કહો જોઈએ, તમારામાંથી સાંજે કોણ-કોણ પ્રાર્થના બરાબર નથી કરતાં? તમે બધાં સહી કરીને મને કાગળ મોકલજો. જેમને સહી કરતાં નથી આવડતી તે ચોકડી મૂકે.

બાપુના આશીર્વાદ

૫–૩–'૩૨

બધું કાગળમાં લખાય કે નહિ તેને જ વિશે તમને શંકા હોય, તો જાણજો, એવી શંકાનું કારણ નથી. જેમ મારી સાથે વાત કરતાં હો તેમ લખી શકાય.

હવે હું જોઈશ કે આવતે અઠવાડિયે તમે કેટલાં આગળ વધ્યાં છો !

કાગળ લખવાની પણ કળા છે. આપણી બધી કળા સત્યની પૂજામાંથી નીકળે છે. સારો કાગળ લખવો છે; તેમાં સાચું જ લખવું છે; તેમાં પ્રેમ જ રેડવો છે. આમ વિચાર કરી જે લખવા બેસે તે સરસ જ લખે – કેમકે સત્ય એ જ ઈશ્વર છે, ને સત્યને સાક્ષી કરી, તેને આરાધી, આપણે જે કાંઈ કરીએ કે બોલીએ તેમાં કળા સહેજે આવી જાય.

બાપુના આશીર્વાદ

[ ૨ ]

વહાલાં બાળકો,

ન બોલે તેને બોલાવજો, જે ન આવે તેને ઘેર જજો, જે રિસાય તેને રીઝવજો, અને આ બધું તેના ભલાને સારુ નહિ, પણ તમારા ભલાને સારુ કરજો. જગત લેણદાર છે, આપણે તેના કરજદાર છીએ.

દિવાળી

મંગળવાર, સંવત ૧૯૮૩ — બાપુના આશીર્વાદ

૨૫–૧૦–૧૯૨૭

[ ૩ ]

વહાલાં પંખીડાં,

પંખીઓ પાંખો વગર ઊડી શકતાં નથી. પાંખો હોય તો આપણે બધાં પણ ઊડી શકીએ. પણ પાંખો વગર ઊડતાં શીખો, તો તમારી બધી મુશ્કેલી ટળી જાય. એ કેમ કરવું એ હું તમને શીખવું. મને પાંખો નથી, છતાં મારા વિચારો ઊડીને તમારી પાસે પહોંચી જાય છે. જુઓ, આ અહીં વિમળા છે, આ હરિ છે ને ત્યાં ધર્મકુમાર છે ! મને કહો જોઈએ, તમારામાંથી સાંજે કોણ-કોણ પ્રાર્થના બરાબર નથી કરતાં ? તમે બધાં સહી કરીને મને કાગળ મોકલજો. જેમને સહી કરતાં નથી આવડતી તે ચોકડી મૂકે.

બાપુના આશીર્વાદ

૫–૩–'૩૨

[ ૪ ]

ચિ. ભારતી,

સરસ અક્ષરે લખાયેલો તારો કાગળ મળ્યો છે. એવા કાગળોથી હું થાકું એમ નથી.

તમે ભાઈબહેનો વજ્ર જેવાં કઠણ અને મજબૂત થાઓ; ટાઢતડકો સહન કરી લો એ તો મને ગમે, પણ એવો પ્રયોગ તારી ઉપર મારાથી ઓચિંતો સિમલાના તાપમાં ન થાય. એવી સહનશક્તિની કેળવણી રીતસર ને ધીમે-ધીમે લેવાય તો જ ફળે. કોમળ રહેનાર વખત આવ્યે કઠણ થઈ શકે એ માનવું બહુ ભૂલ છે. એ કુદરતની વિરુદ્ધ થવા જેવું છે. એવી ભૂલના સેંકડો દાખલા મારી નજરે તરે છે.

૧૬–૩–'૩૨

બાપુના આશીર્વાદ

[ ૫ ]

વહાલા બાળમિત્રો,

તમારા મીઠા કાગળો અને તમારાં રમૂજી ચિત્રો જોઈ મને બહુ આનંદ થયો. હું તમને બધાંને ભેળો કાગળ લખું છું તે ચાલશે ના? તમારાં શરીર જુદાં છે, પણ મનથી તો બધાં એક જ છો. એ વાત સાચી છે કે તમારા જેવાં નાનાં બાળકો જ યુદ્ધને સદંતર નાબૂદ કરી શકવાનાં છે. એનો અર્થ એ કે તમારે અંદર-અંદર અથવા બીજાં બાળકો સાથે તો ન જ લડવું જોઈએ. તમે જો તમારી અંદરની લડાઈઓ બંધ ન કરી શકો તો મોટી લડાઈઓ ન જ રોકી શકો.

૨૪–૮–'૩૨

બાપુના આશીર્વાદ

—ગાંધીજી

## ટિપ્પણ

**અવલોકન** ધ્યાનથી જોવું **આરાધવું** પૂજવું **લેણદાર** કોઈને ઉછીનું આપ્યું હોય તેવી વ્યક્તિ **વજ્ર** ઇન્દ્ર રાજાનું હથિયાર વૃત્રાસુર નામના રાક્ષસને મારવા માટે દધીચિ ઋષિનાં હાડકાંમાંથી આ હથિયાર બનાવાયેલું એવી પૌરાણિક કથા છે. **સદંતર** તદ્દન, બિલકુલ **વજ્ર જેવાં કઠણ અને મજબૂત** ખૂબ કઠણ અને મજબૂત

## સ્વાધ્યાય

૧. પત્રમાં શું-શું લખાય તે અંગે ગાંધીજી બાળકોને શું કહે છે?

ગાંધીજી ભારતીને શી સલાહ આપે છે?

૩. કારણ આપો :

૧. નવા વર્ષના દિવસે રિસાયેલાના ઘેર જવું જોઈએ અને તે પણ એમના ભલા માટે નહિ, પણ આપણા ભલા માટે.
૨. પત્ર પાંખો જેવું કામ કરે છે.
૩. બાળકોએ અંદરોઅંદર લડવું ન જોઈએ.

૪. તમે ભાઈબહેન કઠણ અને મજબૂત થાઓ.
તમે ભાઈબહેન **વજ્ર જેવાં કઠણ અને મજબૂત** બનો.
ઉપરનાં બંને વાક્યોમાં વાત તો સરખી જ છે, પણ બીજા વાક્યમાં 'વજ્ર જેવાં કઠણ અને મજબૂત બનો.' એમ કહ્યું છે. એટલે પહેલા કરતાં બીજું વાક્ય વધુ અસર કરે તેવું બન્યું છે તે તમે જોઈ શકશો. કૌંસમાં આપેલા શબ્દનો સરખામણી કરવામાં ઉપયોગ કરી નીચેનાં વાક્યો ફરી લખો :

| | |
|---|---|
| ૧. તેની વાણી મીઠી છે. | (મધ) |
| ૨. તેનું હૈયું કઠણ છે. પથ્થર | (પથ્થર) |
| ૩. તેનું હૈયું પોચું છે. | (મીણ) |
| ૪. તે બહાદુર છે. | (સિંહ) |
| ૫. બાળકો કોમળ હોય છે. | (ફૂલ) |

આટલું કરો :

રજાના દિવસે તમે શું-શું કરો છો તેનું વર્ણન કરતો પત્ર તમારા [illegible]ને લખો.

...મા ... તેઓ ...

અને વાદળાનું દ્ર... સામાન્ય માણસો બીજો... છે જ્યારે મોટા માણસો

કારણ આપો :

૧. નવા વર્ષના દિવસે રિસાયેલાના ઘેર જવું જોઈએ અને તે પણ એમના ભલા માટે નહિ, પણ આપણા ભલા માટે.

૨. પત્ર પાંખો જેવું કામ કરે છે.

૩. બાળકોએ અંદરોઅંદર લડવું ન જોઈએ.

તમે ભાઈબહેન કઠણ અને મજબૂત થાઓ.

તમે ભાઈબહેન **વજ્ર જેવાં કઠણ અને મજબૂત** બનો.

ઉપરનાં બંને વાક્યોમાં વાત તો સરખી જ છે, પણ બીજા વાક્યમાં 'વજ્ર જેવાં કઠણ અને મજબૂત બનો.' એમ કહ્યું છે. એટલે પહેલા કરતાં બીજું વાક્ય વધુ અસર કરે તેવું બન્યું છે તે તમે જોઈ શકશો. કૌંસમાં આપેલા શબ્દનો સરખામણી કરવામાં ઉપયોગ કરી નીચેનાં વાક્યો ફરી લખો :

૧. તેની વાણી મીઠી છે. (મધ)

૨. તેનું હૈયું કઠણ છે. (પથ્થર)

૩. તેનું હૈયું પોચું છે. (મીણ)

૪. તે બહાદુર છે. (સિંહ)

૫. બાળકો કોમળ હોય છે. (ફૂલ)

આટલું કરો :

રજાના દિવસે તમે શું-શું કરો છો તેનું વર્ણન કરતો પત્ર તમારા મિત્રને લખો.

છે.

અને વાદળાનું ... સામાન્ય માણસો ...
... છે, જ્યારે મોટા માણસો
છે ત્યારે એમનાં મનમાં ... પડવા દેતા નથી કે એ માટે મનમાં
... પર ઉપકાર કરે છે તેની કોઈને ખબર
...ભિમાન લાવતા નથી.

---

- અણસમજ્યું-ઉતાવળું કામ ન કરીએ કોઈ
  સીંચે માળી સો-ગણું ઋતુ વિણ ફળ નવ હોય.
- દળ ફરે, વાદળ ફરે, ફરે નદીનાં પૂર,
  શૂરા બોલ્યા ના ફરે, પશ્ચિમ ઊગે સૂર.
- ખોટું કામ કરનારને ફળ પણ તેવું થાય,
  બાવળ વાવી બારણે, કેરી કેમ ખવાય ?

## ૨૧. વીણેલાં મોતી

આ પાઠમાં સારા વિચારો રજૂ કરતી કેટલીક પંક્તિઓ આપી છે.

શરૂઆતમાં પાંચ દુહાઓ આપ્યા છે. લોકગીતોની જેમ દુહાઓ પણ લોકોના કંઠે ફરતા રહેતા હોય છે. એના રચનારાનું નામ કોઈ વાર દુહામાં આવે છે. પરંતુ મોટે ભાગે દુહાના રચનારા વિશે આપણે જાણતા હોતા નથી.

- કોઈ કામ સમજ્યા વગર ને ઉતાવળે ન કરવું જોઈએ એ વાત પહેલા દુહામાં કહેવાઈ છે.
- બીજો દુહો શૂરવીરો વિશે છે. શૂરવીરો પોતાના વચનમાંથી ફરતા નથી.
- ત્રીજા દુહામાં માણસ જેવું કામ કરે તેવું ફળ તેને મળે તે કહેવાયું છે.
- ચોથા દુહામાં દુઃખથી ડરી ન જવાની વાત છે. દુઃખનો વિચાર કરીએ ત્યારે દુઃખ મોટું લાગે છે. પણ દુઃખ ખરેખર આવી પડે છે ત્યારે એનો ઉપાય પણ મળી આવે છે. એટલે ત્યારે દુઃખ એટલું મોટું લાગતું નથી.
- છેલ્લા દુહામાં સંપનું મહત્ત્વ સમજાવાયું છે. સંપ વગર કોઈ કામ સરળ બનતું નથી.
- કલાપી

...અર્થ એ કે ... નામ સુરસિંહજી તખ્તસિંહજી ગો... બાળકો ... ૧૮૭૪, મૃત્યુ:

જ લડવું જોઈએ. તમે ...ના અમરેલી જિલ્લામાં ... જા હતા. ૨૧

તો મોટી લાડાઈઓ ન જ રોકી શકો. ...ના લડાઈઓ બંધ ન ... થયં

૨૪–૮–'૩૨

...ી મળે

બાપુના આશી...

—ગાંધીજી

### ટિપ્પણ

**અવલોકન** ધ્યાનથી જોવું **આરાધવું** પૂજવું **લેણદાર** કોઈને ઉછીનું આપ્યું હોય તેવી વ્યક્તિ **વજ્ર** ઇન્દ્ર રાજાનું હથિયાર. વૃત્રાસુર નામના રાક્ષસને મારવા માટે દધીચિ ઋષિનાં હાડકાંમાંથી આ હથિયાર બનાવાયેલું એવી પૌરાણિક કથા છે. **સદંતર** તદ્દન, બિલકુલ **વજ્ર જેવાં કઠણ અને મજબૂત** ખૂબ કઠણ અને મજબૂત

### સ્વાધ્યાય

૧. પત્રમાં શું-શું લખાય તે અંગે ગાંધીજી બાળકોને શું કહે છે ?
ગાંધીજી ભારતીને શી સલાહ આપે છે ?

**૦ પૂજાલાલ**

શ્રી પૂજાલાલ દલવાડી [ જન્મ : ૧૯૦૧ ] આપણી ભાષાના એક સારા કવિ છે. એમનો જન્મ પંચમહાલ જિલ્લામાં આવેલા ગોધરામાં થયેલો હતો. હાલ તેઓ પોંડિચેરીમાં અરવિંદ આશ્રમમાં રહે છે.

કોઈ આપણી સાથે બૂરો વર્તાવ કરે તોપણ આપણે તેની સાથે સારો વર્તાવ કરવો જોઈએ, એવું કવિ આ પંક્તિમાં કહે છે.

**૦ સ્નેહરશ્મિ**

કવિ સ્નેહરશ્મિનું મૂળ નામ ઝીણાભાઈ રતનજી દેસાઈ [ જન્મ : ૧૯૦૩ ] છે. તેઓ વલસાડ જિલ્લાના ચીખલી ગામના વતની છે. અમદાવાદમાં આવેલી શાળા ચી. ન. વિદ્યાવિહારના તેઓ વર્ષો સુધી આચાર્ય હતા. હાલ પણ તેઓ આ સંસ્થાના માર્ગદર્શક છે.

કવિ કહે છે કે વેરનો બદલો વેરથી લેવાથી વેર શમતું નથી. પાપીને સજા કરવાથી પાપ દૂર થતું નથી. ખરેખર તો દુશ્મનની સાથે ને પાપીની સાથે મૈત્રીભાવ દાખવવો એ જ બધાં દુઃખોનો સાચો ઉપાય છે.

**૦ દેવજી રા. મોઢા**

શ્રી દેવજી રામજી મોઢા [ જન્મ : ૧૯૧૩ ] પોરબંદરના વતની છે. તેઓ શરૂઆતમાં કરાંચીમાં અને પછીથી પોરબંદરમાં શિક્ષક હતા. હાલ તેઓ નિવૃત્ત જીવન ગાળે છે.

વાવ અને વાદળાનું દૃષ્ટાંત આપીને કવિ કહે છે કે સામાન્ય માણસો બીજાનું કામ કરે છે ત્યારે એમનાં મનમાં અભિમાન આવી જાય છે, જ્યારે મોટા માણસો બીજાના પર ઉપકાર કરે છે તેની કોઈને ખબર પડવા દેતા નથી કે એ માટે મનમાં અભિમાન લાવતા નથી.

---

૦ અણસમજ્યું-ઉતાવળું કામ ન કરીએ કોઈ
સીંચે માળી સો-ગણું ઋતુ વિણ ફળ નવ હોય.

૦ હળ ફરે, વાદળ ફરે, ફરે નદીનાં પૂર,
શૂરા બોલ્યા ના ફરે, પશ્ચિમ ઊગે સૂર.

૦ ખોટું કામ કરનારને ફળ પણ તેવું થાય,
બાવળ વાવી બારણે, કેરી કેમ ખવાય ?

○ આગળથી અઘરો દીસે, ચડવો ડુંગર જેમ,
ચડ્યા પછી છોટો દીસે–ભારે દુઃખ પણ તેમ.

○ સંપ વિના સૃષ્ટિ વિષે કારજ કશું ન થાય,
બે હાથે તાળી પડે એક થકી ન પડાય.

•

○ હા પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઊતર્યું છે,
પાપી તેમાં ડૂબકી દઈને પુણ્યશાળી બને છે.

—કલાપી

○ બેસે છે ભાગ્ય બેઠાનું, ઊભું ઊભા રહેલનું;
સૂતેલાનું દીસે સૂતું, ચાલે ભાગ્ય ચલન્તનું.

—રા. વિ. પાઠક 'શેષ'

○ કોઈ મારા માર્ગમાં કંટક, ભલે ને, પાથરે;
પણ પુષ્પ તેના માર્ગમાં વેરીશ હું, વેરીશ હું.

—પૂજાલાલ

○ શમે ના વેરથી વેર, ટળે ના પાપ પાપથી
ઔષધ સર્વ દુઃખોનું મૈત્રીભાવ સનાતન.

—સ્નેહરશ્મિ

○ મારા થકી જ મોલ એવું વાવને હું-પદ આવિયું,
પણ બોલ્યા વિના જ બોલ, બોલ્યાં વાદળ વરસ્યાં વાવમાં.

—દેવજી રા. મોઢા

## ટિપ્પણ

સીંચવું પાણી પાવું દળ લશ્કર દળ ફરે લશ્કર પીછેહઠ કરે સૂર સૂરજ દીસવું દેખાવું કારજ કામ વિપુલ વિશાળ ચલન્ત ચાલનાર (અહીં) મહેનત કરનાર કંટક કાંટા પુષ્પ ફૂલ શમવું શાંત પડવું ટાળવું દૂર થવું ઔષધ દવા (અહીં) ઉપાય સનાતન પહેલેથી ચાલતું આવતું મોલ પાક હું-પદ હુંપણું, અભિમાન

## સ્વાધ્યાય

૧. શૂરવીર માણસો કેવાં હોય છે ?
૨. સંપનું શું મહત્ત્વ છે ?
૩. પાપી કેવી રીતે પુણ્યશાળી બની શકે છે ?

૪. 'જાગે ભાગ્ય વસન્તનું' એટલે શું ?
૫. આપણી સાથે ક્રૂર વર્તાવ કરનારની સાથે આપણે કેવી રીતે વર્તવું જોઈએ ?
૬. બધાં દુઃખોનો ઉપાય મૈત્રીભાવ છે એમ કવિ શા માટે કહે છે ?
૭. નીચે અ વિભાગમાં રજૂ કરેલી વાત સાથે બંધબેસતું થતું દૃષ્ટાંત આ વિભાગમાંથી જોડો :

અ

- કોઈ પણ કામ સમજ્યા વગર અને ઉતાવળે ન કરવું જોઈએ.
- જેવું કરીએ એવું જ ફળ મળે.
- દુઃખનો વિચાર કરતી વખતે દુઃખ મોટું લાગે છે, પરંતુ દુઃખ ખરેખર આવી પડે છે ત્યારે તે એટલું મોટું લાગતું નથી.
- સંપ વિના કશું કામ સિદ્ધ થતું નથી.
- બીજાને મદદ કર્યાં પછી કેટલાક માણસો મનમાં એવું અભિમાન રાખે છે અને કેટલાક માણસો એવું અભિમાન રાખતા નથી.

આ

- ડુંગર ચડવાનું દૂરથી જેટલું અઘરું લાગે છે તેટલું ચડ્યા પછી નથી લાગતું.
- બે હાથે તાળી પડે, એક હાથે ન પડે.
- માળી ગમે તેટલું પાણી પાય તોય અમુક ઋતુમાં જે ફળ ન થતાં હોય તે ન જ થાય.
- મારા કારણે જ ધાન્ય પાકે છે, એવું વાવને અભિમાન આવે છે. પણ વાદળાં તો કશું બોલ્યા વગર વાવમાં વરસે છે.
- બાવળ વાવીએ તો કેરી ન મળે.

આટલું કરો :

સુવિચાર રજૂ કરનારી આવી પંક્તિઓ મેળવી તમારી નોટબુકમાં ઉતારો.

# વ્યાકરણ

## ૧. વાક્ય

તમે ગુજરાતી ભાષા બોલો છો, સમજો છો અને કોઈ ભૂલ કરે તો પકડી પણ શકો છો. કોઈ માણસ એમ બોલે કે 'ઘર પડી ગયો', તો તમે તરત કહેશો કે એને ગુજરાતી બોલતાં બરાબર નથી આવડતું. 'ઘર પડી ગયું' એમ કહેવું જોઈએ.

આનો અર્થ એ કે ગુજરાતી ભાષા અમુક રીતે જ બોલાય છે, વપરાય છે. દરેક ભાષામાં આવું હોય છે. એટલેકે દરેક ભાષાના ઉપયોગના અમુક નિયમો હોય છે. આવા નિયમોને 'વ્યાકરણ' કહેવામાં આવે છે. આપણે આપણી ભાષાનો સાચી રીતે ઉપયોગ કરતાં હોઈએ, છતાં એના વ્યાકરણનો આપણે વિચાર કર્યો હોતો નથી. ભાષાનું વ્યાકરણ જાણવાથી ભાષાનો ઉપયોગ આપણે વધારે સારી રીતે કરી શકીએ છીએ.

આપણે ગુજરાતી ભાષાના વ્યાકરણનો થોડો વિચાર કરીએ.

*

નીચે કંઈક કહેવામાં આવ્યું છે તે વાંચો :

૧. પૂર્વદિશામાં
૨. પાંખો સંકેલી હંસો
૩. લાગો છો
૪. ધોળી સફેદ

તમે કહેશો કે આમાં કંઈ બરાબર સમજાતું નથી, કહેવાનું પૂરું કહેવાયું નથી. પૂર્વદિશામાં શું ? પાંખો સંકેલી હંસોએ શું કર્યું ?—એવા પ્રશ્નો આપણા મનમાં ઊઠે છે. એને બદલે નીચે પ્રમાણે કહેવામાં આવે, તો વાતનો મુદ્દો પૂરો થયેલો જણાશે :

૧. પૂર્વદિશામાં પ્રભાત ફૂટયું.
૨. પાંખો સંકેલી હંસો વડલા હેઠળ બેઠા.
૩. લાગો છો તો રૂડારૂપાળા !
૪. ધોળી સફેદ એમની પાંખો.

આગળ આપેલા લખાણમાં શબ્દો હતા, પણ એ શબ્દો ભેગા થઈને પૂરો અર્થ કે વિચાર પ્રગટ કરી શકતા નહોતા. આ બીજા લખાણમાં

પૂરો અર્થ કે વિચાર પ્રગટ થાય છે. આ રીતે શબ્દો જ્યારે પૂરો અર્થ કે વિચાર પ્રગટ કરે ત્યારે એને **વાક્ય** કહેવામાં આવે છે.

વાક્ય એક શબ્દનું હોય, તેમ એકથી વધારે શબ્દોનું પણ હોય. નીચેનાં વાક્યો જુઓ :

**૧. આવો.**

**૨. ચાલો ત્યારે.**

**૩. છેવટે કાગડાભાઈ થાક્યા.**

**૪. આ ચોથો પ્રકાર.**

**૫. શું આ વડલો તમારા બાપનો છે ?**

## સ્વાધ્યાય

૧. નીચેનાંમાંથી કયાં વાક્યો છે ને કયા માત્ર શબ્દસમૂહો છે એ જણાવો :

૧. મૂંગા જ રહ્યા
૨. ઊડવે જ જાઓ
૩. આગળ કાગડો ને પાછળ હંસ
૪. વડલા ઉપર
૫. કાગડાથી રહેવાય
૬. ઘડી વિસામો લેવા
૭. એવામાં ત્રણ હંસો
૮. કાંઈ ફિકર નહિ

૨. નીચેના શબ્દસમૂહોમાં યોગ્ય શબ્દો ઉમેરી વાક્યો બનાવો :

૧. આ કયા પ્રકારની
૨. એક જ વેણ બોલે
૩. મલપતો આવે
૪. બારણે તરિયાતોરણ
૫. રમત તો સઘળી
૬. કાગડાભાઈની પાંખો



## ૨. વાક્ય (ચાલુ)

આપણે આગળ જોઈ ગયાં કે પૂરો અર્થ કે વિચાર પ્રગટ કરતો શબ્દસમૂહ તે વાક્ય. પરંતુ પૂરો અર્થ પ્રગટ કરવા માટે જરૂરી બધા શબ્દો હોય છતાં વાક્ય ન બને એવું પણ શક્ય છે. નીચેના શબ્દસમૂહો જુઓ :

૧. પંખીઓ ઉપર વડલાની ઘણાંબધાં રહે.

૨. નીચે કાગડો બેચાર પ્રકારનું પ્રદર્શન કરી આવે.

૩. મૂકવામાં આવી મારી એક થાળી આગળ.

૪. ચીમીએ કોળિયો લઈ મોઢા આણ્યો એક હાથમાં મારા આગળ.
૫. જે કાનમાં બાજુ છે તે બાજુના જમણી વાળી.

તમે જોઈ શકશો કે એ શબ્દસમૂહોમાંથી અર્થ બરાબર સ્પષ્ટ થતો નથી. એમાં પૂરા અર્થ માટે જરૂરી બધા શબ્દો તો છે, પણ આ શબ્દો આડાઅવળા થઈ ગયા છે. ક્યાંક તો એથી અર્થની ગરબડ પણ થાય છે. હવે એ ઉદાહરણોમાં શબ્દોને યોગ્ય ક્રમમાં ગોઠવીને મૂકવાથી કેવો ચોખ્ખો અર્થ નીકળે છે એ જુઓ :

૧. વડલાની ઉપર ઘણાંબધાં પંખીઓ રહે.
૨. બેચાર પ્રકારનું પ્રદર્શન કરી કાગડો નીચે આવે.
૩. મારી આગળ એક થાળી મૂકવામાં આવી.
૪. ચીમીએ એક કોળિયો હાથમાં લઈ મારા મોઢા આગળ આણ્યો.
૫. જે બાજુના કાનમાં વાળી છે તે જમણી બાજુ.

આનો અર્થ એ થયો કે જેમ ઈંટો ગમે તેમ ગોઠવી દેવાથી મકાન બનતું નથી, તેમ શબ્દોને ગમે તેમ ગોઠવી દેવાથી વાક્ય બનતું નથી. વાક્યમાં શબ્દોનો અમુક પ્રકારનો ચોક્કસ ક્રમ હોય છે. તો, વાક્ય એટલે પૂરેપૂરો અને સ્પષ્ટ અર્થ પ્રગટ કરતો અને નિશ્ચિત ક્રમમાં આવતો શબ્દસમૂહ.

આમ છતાં એક ને એક વાક્યમાં શબ્દોનો ક્રમ અમુક અંશે જુદીજુદી રીતનો થઈ શકે છે ખરો. નીચેનું ઉદાહરણ જુઓ :

○ મારે રોજ સવારે ઊઠીને પિતાશ્રીને પૂછવું પડતું.
○ રોજ સવારે ઊઠીને મારે પિતાશ્રીને પૂછવું પડતું.
○ રોજ સવારે ઊઠીને પિતાશ્રીને મારે પૂછવું પડતું.

## સ્વાધ્યાય

૧. નીચેનાં ઉદાહરણોમાં શબ્દોને યોગ્ય ક્રમમાં મૂકી આખાં વાક્યો બનાવો :

૧. એવામાં હંસો એક ત્રણ વડલા આવ્યા.
૨. વડલાના પાણી વગર પીતા કાગડાભાઈ રાજા તરસે બોલ્યા.
૩. નામે ભાગોળે મોટી તુજ બંધાવીશ ધર્મશાળા
૪. હાથે શીખવાનું પણ જમવાનું હોય છે.
૫. એક ઘરના લોકોએ રચ્યું દિવસ બધાં કાવતરું એક

૬. નીચેના વાક્યના શબ્દોને, વાક્યના અર્થ બરાબર જાળવી રાખીને, બને તેટલા જુદીજુદી જાતના ક્રમમાં ગોઠવી બતાવો :

ગઈ કાલે મારા પિતાજી મારે માટે એક સરસ બૅગ ખરીદી લાવ્યા.

## ૩. વિરામચિહ્નો અને વાક્યના પ્રકારો

નીચેનાં વાક્યો જુઓ અને દરેક વાક્યને અંતે જે પ્રકારનું ચિહ્ન છે તેને વિશે વિચાર કરો :

૧. કાળઝાળ ઉનાળાનો બપોર હતો.

૨. હાથીએ હળવેક રહીને સૂંઢ ઊંચકી.

૩. તેં આ શું કરી નાખ્યું ?

૪. આમાં દોષ પણ કોને દેવો ?

૫. ધોળીધોળી એમની પાંખો અને મોતીનો ચારો વીણતી સુંદર રાતી એવી ચાંચ !

૬. કસ્તૂરીનો કેવો સ્નેહ !

પહેલાં બે વાક્યોને અંતે નાનું ટપકું (.) છે, જેને **પૂર્ણવિરામચિહ્ન** કે ટૂંકમાં **પૂર્ણવિરામ** કહેવામાં આવે છે. વાક્ય પૂરું થવાની એ નિશાની છે. પરંતુ વાક્યમાં પ્રશ્ન રહેલો હોય, તો એને છેડે પૂર્ણવિરામ ન મૂકતાં ઉપર ત્રીજા અને ચોથા વાક્યમાં કર્યું છે તેવું ચિહ્ન (?) કરવામાં આવે છે, જેને **પ્રશ્નચિહ્ન** કહેવામાં આવે છે. કેટલીક વાર પાંચમા અને છઠ્ઠા વાક્યમાં છે તેમ વાક્યમાં આશ્ચર્યનો ભાવ રહેલો હોય છે. એવા વાક્યને છેડે પણ પૂર્ણવિરામ ન મૂકતાં (!) ચિહ્ન મૂકવામાં આવે છે, જેને **ઉદ્ગારચિહ્ન** કહેવામાં આવે છે.

ઘણી વાર – ખાસ કરીને લાંબા વાક્યમાં વચ્ચેવચ્ચે પણ અટકવાની જરૂર પડે છે અને એનું ચિહ્ન (,) મૂકવું પડે છે. એને **અલ્પવિરામચિહ્ન** કે ટૂંકમાં **અલ્પવિરામ** કહેવામાં આવે છે. નીચે આપેલાં વાક્યોમાં અલ્પવિરામ ક્યાં-ક્યાં વપરાયાં છે એ કાળજીથી તપાસો :

૧. મહાજન, મારે આ હાથી સામે ફરિયાદ નોંધાવવી છે.

૨. માથું હલાવતો, કાયા ડોલાવતો, સૂંઢ ઉછાળતો હાથી ગેલમાં આવી ગયો.

૩. હાથી દોડયો જાય છે, હાંફળોફાંફળો દોડયો જાય છે, ગર્વ ગાળીને દોડયો જાય છે, હિંમત હારીને દોડયો જાય છે અને પાછળ દે-માર કરતી બાજસેના ધપતી આવે છે.

તમે જોશો કે પહેલા વાકયમાં 'મહાજન' એ સંબોધન આગળ અટકવા માટે અલ્પવિરામ મૂકયું છે. બીજા વાકયના અમુક ખંડોને જુદા પાડવા અલ્પવિરામ મૂકયાં છે. ત્રીજા વાકયમાં ખરેખર એકથી વધારે વાકયો જોડાયેલાં છે, તેથી છેલ્લા સિવાયનાં બધાં વાકયોને છેડે અલ્પવિરામ મૂકવામાં આવેલ છે.

બીજાં કેટલાંક ચિહ્ન પણ આપણે ઉપયોગમાં લઈએ છીએ, પણ તે વિશે તમે હવે પછી ભણશો.

તમારા ધ્યાનમાં આવ્યું હશે કે વાકયને અંતે આવતાં ત્રણ પ્રકારનાં વિરામચિહ્ન ત્રણ જુદીજુદી જાતનાં વાકયો દર્શાવે છે. પૂર્ણવિરામ એવા વાકયને છેડે આવે છે કે જેમાં હકીકતનું કેવળ કથન હોય છે. આવા વાકયને **વિધાનવાકય** કહેવામાં આવે છે. નીચેનાં બધાં વિધાનવાકયો છે:

૧. બહારનો તાપ અને અંદરનો સંતાપ એને સતાવી રહ્યા છે.

૨. એક દિવસ ઘરના બધા લોકોએ એક કાવતરું રચ્યું.

૩. એ એક ઊંડની હોડમાં જો તમારે ઊતરવું હોય તો ચાલો.

જે વાકયોને છેડે આપણે પ્રશ્નચિહ્ન મૂકીએ છીએ તે વાકયોમાં પ્રશ્ન પૂછવામાં આવ્યો હોય છે. તે પ્રકારના વાકયને **પ્રશ્નવાકય** કહેવામાં આવે છે. નીચેનાં બધાં વાકયો પ્રશ્નવાકયો છે:

૧. અલ્યા, તમે કોણ છો ? અહીં કેમ આવ્યા છો ?

૨. કેમ બહુ પાછળ રહી જાઓ છો ?

૩. કાગડી મને માફી આપશે ?

જે વાકયોને છેડે આપણે ઉદ્ગારચિહ્ન મૂકીએ છીએ, તે વાકયોમાં કશીક લાગણી—આશ્ચર્યની, આનંદની, દુઃખની, ક્રોધની—પ્રગટ કરવામાં આવી હોય છે. આવા વાકયને **ઉદ્ગારવાકય** કહેવામાં આવે છે. સામે પાને આપેલાં બધાં વાકયો ઉદ્ગારવાકયો છે.

૧. કેટલાં બધાં ફૂલો !
૨. મારી તો એવી ફજેતી થઈ !
૩. કેવો દુષ્ટ માણસ !

### સ્વાધ્યાય

૧. નીચેનાં વાક્યોને વિરામચિહ્નો મૂકી ફરી લખો અને દરેક વાક્યની સામે એ વિધાનવાક્ય, પ્રશ્નવાક્ય કે ઉદ્‌ગારવાક્ય છે એ જણાવો :

૧. મોઢામાં જીભ-બીભ છે કે નહિ
૨. કેવો મજાનો માળો બનાવ્યો છે
૩. આપણે તે કાગડા સાથે હોડમાં ઊતરવાનું હોય
૪. જુઓને કેવું કૂદે છે
૫. લ્યો ત્યારે હવે તમે થાકી ગયા હશો માટે પાછા ફરીએ
૬. વિષ્ણુએ ચીમીને બોલાવીને કહ્યું ચીમી આ થાળીમાં દાળભાત તૈયાર કર
૭. હવામાં સૂંઢ વીંઝતો ગર્જનાનું અટ્ટહાસ્ય કરતો હાથી ઠંડે કલેજે ચાલતો થયો
૮. મોર કોયલ કબૂતર હોલો બધાં મીઠા અવાજ કરી રહ્યાં છે



## ૪. શબ્દ અને પદ

આપણે આગળ, શબ્દસમૂહ તે વાક્ય એમ કહ્યું હતું. નીચે કેટલાક શબ્દો આપવામાં આવ્યા છે, એનાથી વાક્ય બને છે ?

અધિકારી બાળકો સિંહ ઘણું વાત કરવું

તમે કહેશો,, ના. અહીં વાક્ય બનાવવા માટે જરૂરી બધા શબ્દો છે, શબ્દોનો ક્રમ પણ બરાબર છે, છતાં પણ વાક્ય બનતું નથી. પણ હવે નીચે વાંચો :

અધિકારીએ બાળકોને સિંહની ઘણી વાતો કરી.

વાક્ય બન્યું ને ? આનો અર્થ એ છે કે વાક્યમાં શબ્દો એમ ને એમ વપરાતા નથી. પૂરો અર્થ દર્શાવવા માટે એમને 'એ', 'ને', 'ની' વગેરે લગાડવા પડે છે કે એમાં કશોક ફેરફાર પણ થાય છે. ટૂંકમાં, શબ્દો જ્યારે વાક્યના ભાગરૂપે આવે ત્યારે પદ કહેવાય છે. પહેલા ઉદાહરણમાં 'અધિકારી' વગેરે બધા 'શબ્દો' હતા. બીજા ઉદાહરણમાં 'અધિકારીએ', 'બાળકોને', 'વાતો', 'કરી' વગેરે બધાં 'પદો' છે.

ટૂંકમાં, શબ્દ જ્યારે વાક્યના ભાગ તરીકે આવે ત્યારે પદ તરીકે ઓળખાય. વાક્ય એક કે વધુ પદોનું બનેલું હોય છે. વાક્ય એટલે અર્થ કે વિચાર દર્શાવતો, યોગ્ય ક્રમવાળો પદસમૂહ.

વાક્ય વિશે આપણે આટલું જાણ્યું :

શબ્દ એમ ને એમ મૂકી દેવાથી વાક્ય બનતું નથી. શબ્દો બીજા શબ્દો સાથેના સંબંધ ધરાવતાં પદો બને ત્યારે જ વાક્ય બને છે.

માત્ર પદો તે વાક્ય નથી; પદોમાંથી પૂરો અર્થ નીપજવો જોઈએ.

પદોનો માત્ર ખડકલો તે વાક્ય નથી. પદો યોગ્ય ક્રમમાં ગોઠવવાં જોઈએ.

## સ્વાધ્યાય

૧. નીચેના શબ્દોના ઉપયોગથી વાક્યો બનાવો અને આપેલા નમૂના પ્રમાણે શબ્દની નીચે પદ મૂકી લખો :

૧. થોડું આરામ લેવું સાંજ સિંહદર્શન કાર્યક્રમ સૌ સામેલ થવું

૨. માલધારીઓ સિંહ ડાંગ ભગાડવું મૂકવું

૩. બાળકો જિંદગી એક અણમોલ અનુભવ કરવો

૪. બાળકો બસ બેસવું ગીર જંગલ આવવું હોવું

૫. સવાર પ્રાર્થના પછી આ નોંધો વંચાવું

**નમૂનો :**

| શબ્દ | થોડું | આરામ | લેવું | સાંજ | સિંહદર્શન | કાર્યક્રમ | સૌ | સામેલ | થવું |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પદ | થોડો | આરામ | લઈને | સાંજના | સિંહદર્શનના | કાર્યક્રમમાં | સૌ | સામેલ | થયાં |

૨. નીચેનાં ઉદાહરણોમાં વાક્યો બનતાં નથી. એનાં કારણો સામે જણાવવામાં આવ્યાં છે. દરેક ઉદાહરણની સામે એને લગતું કારણ મૂકી આપો :

| ઉદાહરણ | કારણ |
|---|---|
| ૧. સૂંઢ આવીને એની કબૂતરી પર બેસી ગઈ છે. | શબ્દો છે, પદો નથી. |
| ૨. કેતનની નોંધપોથીમાં | પૂરતાં પદો નથી. |
| ૩. આજ એ હું ખૂબ પસ્તાવો થા | પદો યોગ્ય ક્રમમાં નથી. |

૩. સ્વાધ્યાય બીજાનાં ઉદાહરણોને જરૂરી સુધારાવધારા કરી વાક્યોમાં ફેરવો.

●

## ૫. પદના પ્રકારો – ક્રિયાપદ

નીચેનું વાક્ય વાંચો :

જુવાન હંસ શાંતિથી ઊડયે આવતો હતો.

આ વાક્યમાં પાંચ પદો છે. આપણે એ પદો અમુક ક્રમમાં લખીએ છીએ. શા માટે ? એટલા માટે કે એ પદો જુદીજુદી જાતનાં છે અને વાક્યમાં જુદીજુદી જાતનું કામ કરે છે; જેમકે, 'ઊડયે આવતો હતો' એ ત્રણ પદો થયેલી ક્રિયાનું વર્ણન કરે છે, તો એ ક્રિયા કરનાર કોણ હતાં એ 'હંસ' એ પદ દર્શાવે છે. 'શાંતિથી' પદ જે ક્રિયા થઈ તે કેવી રીતે થઈ એ દર્શાવે છે, 'જુવાન' પદ ક્રિયા કરનાર 'હંસ'નું વિશેષ લક્ષણ બતાવે છે.

ટૂંકમાં, ભાષાનાં પદો જુદાજુદા પ્રકારનાં હોય છે અને જુદીજુદી કામગીરી બજાવે છે. હવે આપણે પદોના પ્રકારોને ઓળખવાનો પ્રયત્ન કરીએ.

સૌપહેલાં ક્રિયાનું વર્ણન કરનાર પદોની વાત કરીએ. નીચેનાં વાક્યો જુઓ અને એમાંથી ક્રિયાનું વર્ણન કરતાં પદો જુદાં તારવો :

૧. બાળકોએ નોંધો સાંભળી.

૨. માર્કંડે પૂછ્યું : "સિંહનો ખોરાક શો હોય છે ?"

૩. ગીરના જંગલમાં માલધારીઓના ત્રણસો જેટલા નેસડા છે.

૪. રાતના સિંહથી બચવા તેઓ તાપણું કરે છે.

૫. પ્રવાસ દરમિયાન બાળકો નોંધપોથીમાં ટપકાવતાં જતાં હતાં.

૬. બાળકો બસમાં બેસી ગીરના જંગલમાં સાસણ ખાતે આવ્યાં હતાં.

અહીં તમને ક્રિયાનું વર્ણન કરનાર બે પ્રકારનાં પદો જણાશે : 'સાંભળી', 'પૂછ્યું', 'હોય છે', 'છે', 'કરે છે', 'ટપકાવતાં જતાં હતાં', 'આવ્યાં હતાં' એ બધાં પદો થયેલી કે થતી ક્રિયાનું વર્ણન કરે છે અને એ પદોથી વાક્યનો અર્થ પૂરો થાય છે. 'બચવા', 'બેસી' એ પદો પણ તમને ક્રિયાનું વર્ણન કરતાં લાગશે, પરંતુ એ પદો વાક્યના અર્થને પૂરો કરતાં નથી.

જે પદો ક્રિયાનું વર્ણન કરતાં હોય અને વાક્યનો અર્થ પૂરો કરતાં હોય તેમને **ક્રિયાપદ** કહેવામાં આવે છે. 'સાંભળી', 'પૂછ્યું' વગેરે ક્રિયાપદો છે; 'બચવા', 'બેસી' વગેરે ક્રિયાપદો નથી.

વાકયમાં ક્રિયાપદનું કેવું મહત્ત્વ છે એ તમને સમજાયું હશે. ક્રિયાપદ વગર વાકય બની શકે ? નીચેનાં વાકયો વાંચો :

૧. આ કયા પ્રકારની ઊડ ?

૨. શી ઉમદા ને ગૌરવભરી એની ચાલ !

૩. ક્યાં હંસ ને ક્યાં કાગડો ?

આ વાકયોમાં ક્રિયાપદો છે ? હવે એ વાકયોને આમ લખીએ તો ?

૧. આ કયા પ્રકારની ઊડ છે ?

૨. શી ઉમદા ને ગૌરવભરી એની ચાલ હતી !

ત્રીજા વાકયમાં તો ક્રિયાપદ ઉમેરવું પણ શકય લાગતું નથી.

તમને સમજાયું હશે કે અમુક જાતની બોલવાની લઢણમાં આપણે ક્રિયાપદ વિના ચલાવીએ છીએ, અને આપણી ભાષામાં અમુક પ્રકારનાં વાકયો ક્રિયાપદ વગરનાં આવી શકે છે. પરંતુ સામાન્ય રીતે વાકયમાં ક્રિયાપદ જરૂરનું હોય છે.

## સ્વાધ્યાય

૧. નીચેનાં વાકયોમાંથી આપેલા નમૂના પ્રમાણે પદો જુદાં પાડી આપો :

૧. થાકેલા હંસો નિરાંતે બેઠા.

૨. બાળકોને અણમોલ અનુભવ થયો.

૩. બધાં એકદમ હસવા લાગ્યાં.

૪. આછુંપાતળું ઝરણું વહી રહ્યું છે.

૫. કાગડો તિરસ્કારથી બોલ્યો.

**નમૂનો :**

| વાકયનો ક્રમાંક | ક્રિયાનું વર્ણન કરતું પદ | ક્રિયા કરનારને દર્શાવતું પદ | ક્રિયાની રીત દર્શાવતું પદ | ક્રિયા કરનારનું લક્ષણ દર્શાવતું પદ |
|---|---|---|---|---|
| ૧ | બેઠા | હંસો | નિરાંતે | થાકેલાં |

૨. નીચેનાં વાકયોમાંથી કયાં વાકયો ક્રિયાપદવાળાં છે અને કયાં ક્રિયાપદ વગરનાં છે એ કહો અને ક્રિયાપદવાળાં વાકયોમાંથી ક્રિયાપદો અલગ તારવી આપો :

૧. ગંગાનદીને કાંઠે એક મોટો વડલો.

૨. પાંખો સંકેલી હંસો વડલા હેઠળ બેઠા.

૩. આ થાળીમાં દાળભાત ભેળવી ભેગા કર.
૪. હું શરમાયો.
૫. મારાં ઈંડાંનો નાશ કરનાર આ જ દુષ્ટ હાથી !
૬. કાગડી મને માફી આપશે.
૭. બંગલો બાળકોને ઉતારા તરીકે મળ્યો હતો.
૮. એમાં માસધારીઓની ભેંસોની વસ્તી પણ ખરી.

●

## ૬. કર્તા અને કર્મ

વાકચમાં જેમ ક્રિયાપદ જરૂરી છે તેમ ક્રિયાના કરનારને દર્શાવવાનું પણ જરૂરી હોય છે. ક્રિયાના કરનારને **કર્તા** કહેવામાં આવે છે. થોડાં વાકચોનાં ક્રિયાપદ અને કર્તા દર્શાવતાં પદોને નીચે જુદાં તારવી આપ્યાં છે તેનો કાળજીથી અભ્યાસ કરો :

| વાકચ | ક્રિયાપદ | કર્તા |
|---|---|---|
| ૧. ભિખ્ખુ પાપક હંમેશાં મનમાં મૂંઝાય. | મૂંઝાય | પાપક |
| ૨. કોઈએ આવું નામ શું જોઈને પાડ્યું હશે ? | પાડ્યું હશે | કોઈએ |
| ૩. એક દિવસ એ ભગવાન બુદ્ધ પાસે ગયો. | ગયો | એ |
| ૪. માણસનાં નામ કેવાં સુંદર હોય છે ! | હોય છે | નામ |
| ૫. નામ બદલ્યા વિના આ દુઃખ જશે નહિ. | જશે | દુઃખ |

પહેલા વાકચમાં 'મૂંઝાવું' એ ક્રિયા છે. મૂંઝાનાર છે પાપક; તેથી એ કર્તા થયો. 'મૂંઝાનાર' કોણ ? એમ પૂછવાથી 'પાપક' એવો જવાબ આવે છે. એ જ રીતે 'નામ પાડનાર કોણ ?' તો કોઈ; તેથી 'કોઈ' એ કર્તા. બીજાં વાકચોમાં પણ આ રીતે તમે કર્તા નક્કી કરી શકશો.

હવે નીચેનાં ઘાટાં બીબાંમાં છાપેલાં પદોનો ક્રિયાપદ સાથે કઈ જાતનો સંબંધ છે એ તપાસો :

૧. ભિખ્ખુ પાપક **જવાબ** ન આપે.

૨. પાપક **હિંમત** હાર્યો નહિ.

૩. સૌ **પાપકભાઈને** ટપારતા જાય.

૪. આપ જ **મને** કોઈ સારું **નામ** આપો.

પહેલા વાક્યમાં ક્રિયાપદ છે ‘આપે’. આપવાની ક્રિયા કરનાર કોણ છે? ‘ભિખ્ખુ પાપક’. એને આપણે કર્તા તરીકે ઓળખાવીશું. હવે ‘જવાબ’નો આપવાની ક્રિયા સાથે શો સંબંધ છે? એમ કહી શકાય કે આપવાની ક્રિયા ‘જવાબ’ને વિશે થાય છે. ક્રિયાની અસર ‘જવાબ’ ઉપર થાય છે, એટલેકે ‘જવાબ’ ક્રિયાનો વિષય છે. ક્રિયાનો વિષય તે **કર્મ** કહેવાય છે, માટે ‘જવાબ’ આ વાક્યમાં કર્મ છે.

આ જ રીતે બીજા વાક્યમાં ‘હિંમત’ એ ‘હાર્યો’નું કર્મ છે અને ત્રીજા વાક્યમાં ‘પાપકભાઈ’ એ ‘ટપારતા જાય’નું કર્મ છે એ તમે સમજી શકશો.

પણ ચોથું વાક્ય જુઓ. એમાં બે પદોનો ક્રિયાપદ સાથેનો સંબંધ આપણે વિચારવાનો છે. એ વાક્યમાં નામ આપવાની ક્રિયાની વાત છે. એ ક્રિયા કરનાર ‘આપ’ છે, એટલે એ કર્તા છે. આપવાની વસ્તુ ‘નામ’ છે, એટલે એ કર્મ છે. હવે ‘મને’ શું છે? નામ આપવાની ક્રિયા એને અંગે નથી થતી? એ આપવાની વસ્તુ નથી, પણ આપવાની ક્રિયા એને લક્ષ્ય કરીને થાય છે. ક્રિયાનું લક્ષ્ય તે પણ ‘કર્મ’. તેથી ‘મને’ પણ ‘આપો’નું કર્મ છે.

આમ, ક્રિયાનો કરનાર તે ‘કર્તા’ અને ક્રિયાના વિષયરૂપ કે લક્ષ્યરૂપ તે ‘કર્મ’. વાક્યમાં ક્રિયાપદ હોય તેમ કર્તા અને કર્મ પણ હોય.

## સ્વાધ્યાય

૧. નીચેનાં વાક્યોમાંથી ક્રિયાપદ અને કર્તાને ઓળખી બતાવો :

૧. એને બોલાવનારાની સંખ્યા વધી પડી.

૨. પાપકે સવાલ કર્યો.

૩. પાપક હિંમત હાર્યો નહિ.

૪. હવે એની આંખ ઊઘડી.

૫. નામની ખરી સિદ્ધિ તો કામમાં રહી છે.

૨. નીચેનાં વાક્યોમાંથી ક્રિયાપદ અને કર્મ ઓળખી બતાવો :

૧. જુવાન હંસ કાગડા સામે મીટ માંડી રહ્યો.

૨. એક દિવસ ઘરના બધા લોકોએ એક કાવતરું રચ્યું.
૩. કાગડીએ નાતના પંચને ફરિયાદ કરી.
૪. આ માલધારીઓ દૂધ-છાશ વેચતા નથી.
૫. પાપક ભિખ્ખુએ ભગવાન બુદ્ધને હાથ જોડ્યા.

•

## ૭. સંજ્ઞા

તમે જાણો છો કે જુદાજુદા માણસોને ઓળખવા માટે આપણે એમને જુદાંજુદાં નામ આપીએ છીએ—અશોક, આનંદ, ચંદન, ચંપા, મીના વગેરે. જુદાંજુદાં પ્રાણીઓને ઓળખવા માટે પણ જુદાંજુદાં નામ આપીએ છીએ–માણસ, વાઘ, સિંહ, શિયાળ, બિલાડી વગેરે. એ જ રીતે આપણે અનેક વસ્તુઓને ઓળખવા માટે પણ નામો નક્કી કર્યાં છે : પંખો, બારી, ગાદલું, કલમ વગેરે. જુદીજુદી લાગણીઓ કે જુદાજુદા ગુણોને પણ આપણે જુદાંજુદાં નામથી ઓળખીએ છીએ; જેમકે– પ્રેમ, ક્રોધ, ધીરજ, મીઠાશ, ડહાપણ, ઊંડાણ વગેરે. એ જ પ્રમાણે જુદીજુદી જાતની ક્રિયાઓને પણ આપણે જુદાંજુદાં નામોથી ઓળખીએ છીએ : લેખન, ગતિ, ભણતર, ગણતરી, સફાઈ, વાચન વગેરે. આ પ્રમાણે કોઈ વ્યક્તિ, પદાર્થ, ગુણ, ભાવ કે ક્રિયાને ઓળખાવતાં–એમનો નિર્દેશ કરતાં જે પદો હોય તેમને વ્યાકરણમાં **સંજ્ઞા** કહેવામાં આવે છે.

પણ એ ધ્યાનમાં રાખજો કે 'ડહાપણ' સંજ્ઞા ખરી, ખણ 'ડાહ્યું' નહિ. 'વાચન' સંજ્ઞા ખરી પણ 'વાંચવું' કે 'વાંચે' નહિ. 'ડાહ્યું માણસ'—એમ 'ડાહ્યું'ની પાછળ સંજ્ઞા આવી શકે, 'ડહાપણ'ની પાછળ નહિ. 'તમારે વાંચવુ' કે 'એ વાંચે' એમ 'વાંચવું' કે 'વાંચે' ક્રિયાપદ તરીકે વપરાશે, પણ 'વાચન' નહિ વપરાય. વળી, 'ડહાપણ' અને 'વાચન' વાકયમાં કર્તા કે કર્મ તરીકે આવી શકશે, 'ડાહ્યું' કે 'વાંચે' નહિ. નીચેનાં વાકયો જુઓ :

એનામાં ઘણું ડહાપણ છે. એના ડહાપણને મેં વખાણ્યું.
એનું વાચન ઘણું સરસ છે. એ સરસ વાચન કરે છે.

તો પછી, સંજ્ઞા એટલે એવાં પદો કે જે વ્યક્તિ, પદાર્થ, ગુણ, ભાવ કે ક્રિયાનો નિર્દેશ કરતાં હોય અને વાક્યમાં કર્તા કે કર્મને સ્થાને આવી શકતાં હોય.

### સ્વાધ્યાય

૧. નીચેનાં પદો સંજ્ઞા છે. વાક્યમાં કર્તા કે કર્મ તરીકે વાપરી એ હકીકતની ખાતરી કરો : તોફાન, દોસ્ત, કૂદકો, ચોપડી, માહિતી, ઉજાણી, ભજન

૨. નીચે પદોનાં જોડકાં આપ્યાં છે એમાંથી એક સંજ્ઞા છે અને એક નથી. સંજ્ઞા પદો લંબચોરસમાં લખી જણાવો.

| પદો | સંજ્ઞા | પદો | સંજ્ઞા |
|---|---|---|---|
| ચીડ–ચિડાવું | ▭ | ચતુર–ચતુરાઈ | ▭ |
| ગાવું–ગાન | ▭ | ઉપયોગ–ઉપયોગી | ▭ |

૩. નીચેનાં પદોમાંથી કયાં પદો વાક્યમાં કર્તા કે કર્મ તરીકે આવી શકે છે એ વાક્યો બનાવીને તપાસો અને એ પદોને સંજ્ઞાપદો તરીકે જુદાં તારવો :
મોહ, ભીખ, થાક્યા, કોયડો, ફક્ત, એટલે, પૂરું, પગરખાં, રાજી, સુગંધ, માગ, હેરાન, મૂંઝવણ, બીએ, ખબર

•

## ૮. સંજ્ઞાના પ્રકારો

નીચેના વાક્યની બે સંજ્ઞાઓ વિશે વિચાર કરો :

**મોતીભાઈ** આદર્શ **શિક્ષક** હતા.

આ બે સંજ્ઞાઓ વચ્ચે તમને શો ફરક જણાય છે? 'મોતીભાઈ' સંજ્ઞા કોઈ એક ચોક્કસ વ્યક્તિને દર્શાવે છે, ત્યારે 'શિક્ષક' સંજ્ઞા તો મોતીભાઈ માટે વાપરી શકાય તેમ ભણાવવાનું કામ કરતી બીજી ઘણી વ્યક્તિઓ માટે પણ વાપરી શકાય; જેમકે, '**રમણભાઈ** અમારા **શિક્ષક** છે.' એટલેકે 'શિક્ષક' સંજ્ઞા એક આખા વર્ગ કે જાતિને દર્શાવે છે. જે સંજ્ઞાઓ એક વ્યક્તિને દર્શાવે તે **વ્યક્તિવાચક સંજ્ઞા** કહેવાય છે. 'મોતીભાઈ' વ્યક્તિવાચક સંજ્ઞા છે. જે સંજ્ઞાઓ વર્ગ કે જાતિને દર્શાવે તે **જાતિવાચક સંજ્ઞા** કહેવાય છે. 'શિક્ષક' એ જાતિવાચક સંજ્ઞા છે.

આ જ રીતે 'ગંગા' એ કોઈ ચોક્કસ નદીનું નામ છે. આથી એ વ્યક્તિવાચક સંજ્ઞા કહેવાય. પણ 'નદી' એ જાતિવાચક સંજ્ઞા છે, કેમકે ગંગા, સાબરમતી વગેરે બધી 'નદી' કહેવાય.

નીચે વ્યક્તિવાચક અને જાતિવાચક સંજ્ઞાઓનાં બે જૂથ આપેલાં છે એ પરથી તમને એમની વચ્ચેનો ફરક બરાબર ખ્યાલમાં આવી જશે.

| વ્યક્તિવાચક સંજ્ઞાઓ | જાતિવાચક સંજ્ઞા |
| --- | --- |
| મોતીભાઈ, રમણભાઈ, રામભાઈ | શિક્ષક |
| પાપક, આનંદ, અશોક, ચંદન | ભિખ્ખુ |
| ગંગા, યમુના, સાબરમતી, નદી | નદી |
| ભારત, ચીન, અમેરિકા, રશિયા | દેશ |

એ ખ્યાલમાં રાખવું કે જાતિની અંદર પેટાજાતિ પણ હોય છે. જેમ-કે 'કમળ એક ફૂલનું નામ છે.' એમાં 'ફૂલ' જાતિવાચક સંજ્ઞા છે. પણ 'કમળ' પણ ઘણાં હોય છે એ પણ 'જાતિ' જ છે–'ફૂલ'ની પેટાજાતિ. આ રીતે 'ગાય' એ 'પ્રાણી'ની પેટાજાતિ. પણ આ બધી જાતિવાચક સંજ્ઞાઓ જ ગણાય.

ટૂંકમાં, એક જ વ્યક્તિને જે લાગુ પડે તે વ્યક્તિવાચક સંજ્ઞા; અનેક વ્યક્તિઓને જે લાગુ પડે તે જાતિવાચક સંજ્ઞા.

હવે આ સંજ્ઞા જુઓ : ટોળું, સમુદાય, ફોજ, પ્રજા

આમ જોઈએ તો આ આપણને જાતિવાચક સંજ્ઞાઓ લાગે. ટોળાં, ફોજ, પ્રજા અનેક હોઈ શકે છે. પરંતુ બીજી રીતે વિચારતાં આ સંજ્ઞાઓ વ્યક્તિને નહિ, પણ સમૂહને દર્શાવે છે. એક હાથીનું ટોળું નહિ, પણ હાથીઓનું ટોળું; એક માણસનો સમુદાય નહિ, પણ અનેક માણસોનો સમુદાય; એક સૈનિકની ફોજ નહિ, પણ અનેક સૈનિકોની ફોજ. સમૂહને દર્શાવતી સંજ્ઞાઓ **સમૂહવાચક સંજ્ઞા** તરીકે ઓળખાય છે. તેથી 'ટોળું', 'સમુદાય' વગેરે સમૂહવાચક સંજ્ઞાઓ છે.

હવે આ સંજ્ઞાઓ જુઓ : ઘઉં, મગ, ઘી, તેલ, ગોળ, રૂ, લોટ, કાપડ, સોનું, રૂપું

આ સંજ્ઞાઓ પણ અમુક રીતે જાતિવાચક સંજ્ઞાઓ જેવી છે, કેમકે આ પદાર્થોની જાતિનાં નામ છે. પરંતુ આ પદાર્થો જથ્થામાં દ્રવ્યરૂપે જ જોવા મળે છે. સંખ્યામાં એમની ગણના થઈ શકતી નથી, પણ તોલ કે માપ થઈ શકે છે. દ્રવ્યરૂપે અસ્તિત્વ ધરાવતી વસ્તુઓને દર્શાવતી સંજ્ઞાઓ **દ્રવ્યવાચક સંજ્ઞા** કહેવાય છે; 'ઘઉં', 'તેલ', 'સોનું' એ બધી દ્રવ્યવાચક સંજ્ઞાઓ છે.

એ ખ્યાલમાં રાખવું જોઈએ કે દ્રવ્યમાંથી બનેલી વસ્તુઓની સંજ્ઞાઓ ઘણી વાર જાતિવાચક સંજ્ઞાઓ હોય છે. 'રૂ' દ્રવ્યવાચક સંજ્ઞા, પણ 'રજાઈ' જાતિવાચક સંજ્ઞા; 'લાકડું' દ્રવ્યવાચક સંજ્ઞા, પણ 'ખુરશી' જાતિવાચક સંજ્ઞા. પણ 'મગ' દ્રવ્યવાચક સંજ્ઞા તેમ મગમાંથી બનાવેલી 'દાળ' પણ દ્રવ્યવાચક સંજ્ઞા; 'ઘી', 'ગોળ', 'લોટ' દ્રવ્યવાચક સંજ્ઞાઓ તેમ એમાંથી બનાવેલો 'શીરો' પણ દ્રવ્યવાચક સંજ્ઞા.

ટૂંકમાં, જે જથ્થારૂપે હોય અને એક-બે એવી ગણતરી જેમાં ન થાય એવા પદાર્થોની સંજ્ઞાઓ તે દ્રવ્યવાચક સંજ્ઞાઓ.

### સ્વાધ્યાય

૧. નીચેનાં ખાનાંઓમાં યોગ્ય વ્યક્તિવાચક અને જાતિવાચક સંજ્ઞાઓથી ખાલી જગ્યા પૂરો :

| વ્યક્તિવાચક સંજ્ઞા | જાતિવાચક સંજ્ઞા |
|---|---|
| સયાજીરાવ, ........ ......, ..................... | રાજા |
| અમદાવાદ, ........ ......, ..................... | ............ |
| ..........., ...... ......, ..................... | પર્વત |
| રામાયણ, ................, ..................... | ............ |

૨. નીચેનામાંથી જાતિવાચક અને સમૂહવાચક સંજ્ઞાઓ જુદી પાડો :
દુકાન, બજાર, કીડી, હાર, સંઘ, કારીગર, રૂપિયો, ભંડોળ, ધણ, ગાય

૩. નીચેનામાંથી દ્રવ્યવાચક અને જાતિવાચક સંજ્ઞાઓ જુદી પાડો :
રોટલો, પાણી, પગરખાં, ચામડું, થેલી, કપડું, તાંબું, વાસણ, કરંડિયો, ઘડો, ચોખા, ભાત

૪. નીચેના વાક્યોમાંથી સંજ્ઞાપદો ઓળખી બતાવો અને એ કેવા પ્રકારની સંજ્ઞા છે એ જણાવો :

૧. એક ગામડાગામનો વિદ્યાર્થી મુંબઈ ગયો.
૨. આખા એશિયામાં સિંહ કેવળ ભારતમાં અને તે પણ ગીરના જંગલમાં જોવા મળે છે.
૩. ભિખ્ખુઓના સંઘમાં પાપક નામનો એક ભિખ્ખુ હતો.
૪. માલધારીઓ દૂધ-છાશ વેચતા નથી.
૫. ઝાડના ઝુંડમાં હાથી પાછો ફરે છે.



## ૯. ભાવવાચક સંજ્ઞા

નીચેની બંને બાજુની સંજ્ઞાઓ વિશે વિચાર કરો :

| અ | બ |
|---|---|
| ઘરાક, રાણી, રાજકુંવર, હાથી, શિયાળ, માખી, મુસાફર, સ્ત્રી, ઘુવડ, મહેમાન, તામિલનાડુ, પાણી, સેના | રણકાર, કામ, યુક્તિ, વિચાર, શોખ, શરત, ઠપકો, વચન, નિરાંત, મૂર્ખાઈ, ભલાઈ, કાળાશ, સેવા, મદદ |

બંને વિભાગની સંજ્ઞાઓ વચ્ચે તમને શો ફેર દેખાય છે? તમે કહેશો કે અ વિભાગની સંજ્ઞાઓ આપણે આગળ વ્યક્તિવાચક, જાતિવાચક, સમૂહવાચક, દ્રવ્યવાચક સંજ્ઞાઓ તરીકે ઓળખાવી એ પ્રકારની છે. એ કશાક નક્કર પદાર્થને દર્શાવે છે – રૂપ, રંગ, આકારવાળા પદાર્થો, જેને આંગળી ચીંધીને બતાવી શકાય. પરંતુ બ વિભાગની સંજ્ઞાઓ એવા પ્રકારની નથી. એ નક્કર પદાર્થો નથી દર્શાવતી, પણ ભાવો દર્શાવે છે. એને રૂપ, રંગ, આકાર નથી. એને આંગળી ચીંધીને બતાવી શકાતા નથી. ભાવોને દર્શાવતી સંજ્ઞાઓ **ભાવવાચક સંજ્ઞાઓ** કહેવાય છે. એ રીતે બ વિભાગની સંજ્ઞાઓ ભાવવાચક સંજ્ઞાઓ છે.

ભાવવાચક સંજ્ઞાઓનું સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજીએ. એમાંની કેટલીક ગુણના ભાવને દર્શાવે છે. જેમકે, મૂર્ખ હોવાનો ભાવ તે 'મૂર્ખાઈ', ભલા હોવાનો ભાવ તે 'ભલાઈ', 'કાળું' હોવાનો ભાવ તે 'કાળાશ'. કેટલીક

ભાવવાચક સંજ્ઞાઓ ક્રિયાના ભાવને દર્શાવે છે. જેમકે, રણકવાનો ભાવ તે 'રણકાર', સેવવાનો ભાવ તે 'સેવા', વિચારવાનો ભાવ તે 'વિચાર'. જોઈ શકાશે કે વિશેષણો પરથી અને ક્રિયાપદો પરથી ભાવવાચક સંજ્ઞાઓ બને છે. 'નિરાંત', 'ઠપકો', 'શોખ' વગેરે સંજ્ઞાઓ કેવી રીતે બની છે એ આપણે જાણતાં નથી, છતાં એ કશાક ભાવને દર્શાવે છે એ સમજાય એવું છે.

સંજ્ઞા વિશે આપણે આટલું જાણ્યું : વ્યક્તિ, પદાર્થ, ગુણ, ભાવ કે ક્રિયાનો નિર્દેશ કરતાં પદો તે સંજ્ઞા.

સંજ્ઞા-પદોને વાક્યમાં ક્રિયાપદના કર્તા કે કર્મ તરીકે વાપરી શકાય છે.

સંજ્ઞા-પદો પાંચ પ્રકારનાં છે : વ્યક્તિવાચક, જાતિવાચક, સમૂહવાચક, દ્રવ્યવાચક અને ભાવવાચક

## સ્વાધ્યાય

૧. નીચેનાં પદો પરથી બનતી ભાવવાચક સંજ્ઞાઓ આપો :
ઠંડું, ઊંઘવું, દોસ્ત, પ્રસન્ન, દુઃખવું, મુસાફર, સમજવું, પ્રામાણિક, યુવાન, ખખડવું, ચતુર

૨. નીચેની સંજ્ઞાઓમાંથી ભાવવાચક સંજ્ઞાઓ જુદી તારવી આપો :
મુંબઈ, ધ્યાન, રાજા, ખબર, મચ્છર, ચીવટ, મજા, કંસાર, પતંગિયો, ધીરજ, ગોળ, વર્ગ, ઉછેર, પુરુષ, સંસ્કાર, નિર્ધાર, પરાગ, વિસ્મય, દુકાન, મદદ

૩. નીચેના પરિચ્છેદમાંથી સંજ્ઞાઓ તારવી બતાવી કયા પ્રકારની સંજ્ઞાઓ છે એ જણાવો :

ઘાંચીએ તેલ જોખીને આપ્યું તે તેલનું વાસણ એમણે હાથમાં તો લીધું, પણ એમને શંકા પડી : આ બળદ ફરે છે ને ઘૂઘરા વાગે છે એ તો બરાબર પણ ધારો કે બળદ ફરે જ નહિ ને ઊભો-ઊભો ડોક હલાવ્યા કરે તોય ઘૂઘરા તો વાગવાના જ.

•

# ૧૦. સર્વનામ

નીચેનાં વાક્યો વાંચો અને ઘાટાં બીબાંમાં છાપેલાં પદો વિશે વિચાર કરો :

(૧) ભામાશા : મારા ઘરમાં રૂંધાયેલી **લક્ષ્મીએ** પોકાર પાડ્યો છે. **એ** કહે છે : કોઈ પુણ્યકાર્યમાં મને વાપર.

(૨) ભામાશા : જગડુ, હજી તને મૂછનો દોરો ફૂટે છે, ને હું થયો ઘરડો.

(૩) જગડુ : શેઠજી, તમે તો વેપારની વાતમાંયે પાપ અને પુણ્ય લાવશો ?

(૪) સલુંબરાજી : આપણે પીઠ બતાવીને રણભૂમિ છોડી જતા નથી, પણ પાછા આવવાનું બળ મેળવી લેવા જઈએ છીએ.

'એ' એટલે કોણ ? તમે કહેશો : લક્ષ્મી 'મારા ઘરમાં રૂંધાયેલી લક્ષ્મીએ પોકાર પાડ્યો છે. લક્ષ્મી કહે છે........' એમ કહેવાને બદલે 'મારા ઘરમાં રૂંધાયેલી લક્ષ્મીએ પોકાર પાડ્યો છે એ કહે છે........' એમ કહ્યું છે.

યાદ રાખો : કોઈ પણ વસ્તુ કે વ્યક્તિ વિશે વાત ચાલતી હોય ત્યારે એને માટેની સંજ્ઞા આપણે વારેવારે વાપરતા નથી, પણ એને માટે આપણે 'એ' કે 'તે' પદ વાપરીએ છીએ.

એ જ રીતે પછીનાં વાક્યોમાં 'તને' જગડુ માટે, 'હું' ભામાશા માટે, 'તમે' શેઠ (ભામાશા) માટે, અને 'આપણે' સલુંબરાજી તેમજ રાણા પ્રતાપ અને સામંતો માટે વપરાયાં છે.

યાદ રાખો બોલનાર પોતાને માટે 'હું' અને સાંભળનાર માટે 'તું' કે 'તમે' વાપરે છે.

'આપણે' બોલનાર તેમજ સાંભળનાર બંનેને લાગુ પડે છે.

'હું', 'અમે', 'આપણે', 'તમે', 'તું', 'એ', 'તે'ને આપણે સંજ્ઞાને બદલે વાપરીએ છીએ. આ રીતે સંજ્ઞાને સ્થાને આવનાર પદોને **સર્વનામ** કહેવામાં આવે છે. તેથી આ પદો સર્વનામ છે.

હવે નીચેનાં વાક્યો વાંચો :

(૧) પ્રતાપ : **કોણ**, ભામાશા ?

(૨) બે-ચાર પ્રકારની ઊડનું પ્રદર્શન કરીને કાગડો પાછો આવે અને બોલે : આમાંથી **કશું** આવડે છે ?

(૩) ભામાશા : **એ** જશે તો મેવાડની કીર્તિ ઝંખવાશે, ઉદા !
ઉદો : **એ** કરે **શું**, ભામાશા ?

(૪) પ્રતાપ : **કોઈ** આવતું લાગે છે !

ઘાટાં બીબાંમાં છાપેલાં પદો વિશે વિચાર કરો. તમને જણાશે કે પહેલા ઉદાહરણમાં 'કોણ' એ પદ ભામાશા માટે વપરાયું છે; બીજા

ઉદાહરણમાં 'કશું' એ પદ 'ઊડવાની રીત' માટે વપરાયું છે; ત્રીજું ઉદાહરણમાં 'શું' એ પદ 'જવા સિવાયની ક્રિયા' દર્શાવવા માટે વપરાયું છે; તો ચોથા ઉદાહરણમાં 'કોઈ' એ પદ 'આવનાર' માટે – ભામાશા માટે – વપરાયું છે. આમ, આ બધાં પદો પણ સર્વનામો છે.

'પોતે', 'જે' 'કાંઈ', 'આ' વગેરે પદો પણ સર્વનામ તરીકે આવે છે. સર્વનામો બધી વ્યક્તિઓ, પદાર્થો માટે વાપરી શકાય છે.

'હું' ભામાશા માટે પણ વપરાય અને પ્રતાપ માટે પણ વપરાય. 'કોણ' આવનાર ભામાશા માટે વપરાય તેમ કોઈ પણ માણસ માટે વાપરી શકાય. 'કશું' ઊડવાની રીત માટે વપરાય, તેમ કોઈ વસ્તુને માટે પણ વપરાય. માટે જ આ બધાં સર્વનામો.

સર્વનામ સંજ્ઞાની જેમ જ વાક્યમાં ક્રિયાપદના કર્તા કે કર્મ તરીકે આવી શકે છે. 'હું થયો ઘરડો'માં 'હું' કર્તા છે, જ્યારે 'કોઈ પુણ્ય-કાર્યમાં મને વાપર' એ વાક્યમાં 'મને' કર્મ છે.

## સ્વાધ્યાય

૧. નીચેનાં વાક્યોમાં કયાં પદો સર્વનામો છે એ જણાવો અને એ કઈ સંજ્ઞાઓને સ્થાને વપરાયાં છે એ કહો :

૧. પ્રતાપ : મેવાડની ભૂમિ ! છેલ્લા જુહાર ! ભાગ્યમાં હશે તો તારો ખોળો ખૂંદવા પાછા આવીશું.

૨. પ્રતાપ : મેવાડને સ્વતંત્ર ન કરું ત્યાં લગી હું પલંગે પોઢીશ નહિ કે મહેલમાં વાસો કરીશ નહિ.

૩. એક સ્ત્રીને વાર્તા સાંભળવાનો બહુ શોખ. એણે વ્રત લીધું કે જે પુરુષ એને નિરંતર વાર્તા કહ્યા કરે તેને જ પરણવું.

૪. 'આ કોણ બેઠું છે !' અત્યંત તિરસ્કારથી કાગડો બોલ્યો.

૫. એક ઠરેલ હંસે જવાબ આપ્યો : 'આપણે કાગડા સાથે હોડમાં ઊતરવાનું હોય'?

૬. ગરીબો પ્રત્યે તુચ્છતા બતાવનાર અમારા ઘરમાં કોઈ હતું નહિ.

૨. નીચેનાં વાક્યોમાંથી આપેલા નમૂના પ્રમાણે ક્રિયાપદ અને કર્તા જુદાં તારવી આપો અને કર્તા તરીકે સંજ્ઞા છે કે સર્વનામ એ જણાવો :

૧. પછી આ ભામાશા શાહીતકિયે બેઠાબેઠા વેપાર કરશે ?

૨. એ એવું કાર્ય કર્યે જાય છે.

૩. આજે તો હું લાચાર છું.

૪. તું ભામાશાને શું ધારે છે ?

૫. આપણે સાથે જઈએ.
૬. ટોપલીમાં શું છે?
૭. એમાં કચરો છે.

**નમૂનો :**

| વાક્યનો ક્રમાંક | ક્રિયાપદ | કર્તા | સંજ્ઞા કે સર્વનામ |
|---|---|---|---|
| ૧ | કરશે | ભામાશા | સંજ્ઞા |

## ૧૧. વિશેષણ

નીચેનાં વાક્યોમાં ઘાટાં બીબાંમાં છાપેલાં પદો જુઓ અને એનાં ક્યાં પદો સાથે કઈ જાતનો સંબંધ છે એ વિચારો :

૧. એ રોપાને **નવાં કુમળાં** પાન ફૂટે તે જોઈને એ રાજી-રાજી થઈ જતો.
૨. ચૈત્રની **મજાની** ચાંદનીરાતે એ તળાવની પાળે સૂતો.
૩. એના ભાઈને ત્યાં એ **બે** ટાણાં જમી આવતો.
૪. હવે ફરી **વધારે** કામ કરવાનો અવસર આવ્યો.
૫. **આ** વનરાઈમાં કેટલાંય પંખીઓ કલશોર કરે છે.

પહેલા વાક્યને આપણે આમ ટૂંકાવીએ તો ? – 'એ રોપાને પાન ફૂટે તે જોઈને એ રાજી-રાજી થઈ જતો.' તમે જોઈ શકશો કે વાક્ય તો બરાબર રહે છે, પણ પાન કેવાં હતાં એ વાત ઊડી જાય છે. એટલેકે 'નવાં', 'કુમળાં' એ પદોનો સંબંધ 'પાન' સાથે છે, એ પદો 'પાન'ની વિશેષતા કે એનાં લક્ષણ કે ગુણ બતાવે છે. એના અર્થમાં કશોક ઉમેરો કરે છે. કેવી રાત હતી ? 'મજાની'. કેટલાં ટાણાં જમતો ? 'બે'. કઈ વનરાઈ ? 'આ'. આમ, આ બધાં પદો કોઈ સંજ્ઞાના અર્થમાં કંઈ ને કંઈ વધારો કરે છે. આ રીતે સંજ્ઞાના અર્થમાં વિશેષતા લાવનાર પદો **વિશેષણ** કહેવાય છે.

આગળ આપેલાં ઉદાહરણોમાં 'નવાં' અને 'કુમળાં' એ 'પાન'નાં વિશેષણો છે, 'મજાની' એ 'ચાંદનીરાત'નું વિશેષણ છે, 'બે' એ 'ટાણાં'નું

વિશેષણ છે, 'વધારે' એ 'કામ'નું વિશેષણ છે, 'આ' એ 'વનરાઈ'નું વિશેષણ છે, 'કેટલાંય' એ 'પંખીઓ'નું વિશેષણ છે.

### સ્વાધ્યાય

૧. નીચેનાં વાક્યોમાંથી વિશેષણો તારવો અને એને વિશે, આપેલા નમૂના પ્રમાણે માહિતી આપો :

૧. ગામને ગોંદરે મોટો વડ હતો.

૨. એના નબળા હાથમાં એ વાંસી કાયમ રાખતો.

૩. મારા — ભાગલાની પાસેથીય પરભુ કેવું કામ કરાવે છે !

૪. ભાગલો હોય નહિ ને આટલાં ઝાડ ઊછરે નહિ.

**નમૂનો :**

| વાક્યનો ક્રમાંક | વિશેષણ | કઈ સંજ્ઞાનું વિશેષણ |
|---|---|---|
| ૧ | મોટો | વડ |

૨. 'આ', 'એ', 'જે', 'કોઈ', 'શું' સર્વનામ તરીકે આવે છે તેમ વિશેષણ તરીકે પણ આવે છે. નીચે આપેલાં બબ્બે વાક્યોમાંથી એકમાં એ સર્વનામ છે, અને બીજામાં વિશેષણ છે. ક્યાં શું છે એ બતાવો :

૧. ભાગલાને **કોઈની** સામે કશી ફરિયાદ નહોતી.
ભાગલાને **કોઈ** માણસની સામે કશી ફરિયાદ નહોતી.

૨. **આ** મેં લખ્યું છે.
**આ** પત્ર મેં લખ્યો છે.

૩. તમે એને **શું** કર્યું ?
તમે એને **શું** કામ સોંપ્યું છે ?

૪. જે વિદ્યાર્થીઓ રાહતકાર્યમાં મદદ કરવા માગતા હોય તે પોતાનાં નામ નોંધાવે.
જે રાહતકાર્યમાં મદદ કરવા માગતા હોય તે પોતાનાં નામ નોંધાવે.

## ૧૨. ક્રિયાવિશેષણ

નીચેનાં વાક્યોમાં ઘાટાં બીબાંમાં છાપેલાં પદો જુઓ અને એ પદો શું કાર્ય કરે છે એ વિચારો :

૧. ડુંગરમામા **કદાચ** આજે આવશે.